કારણ કે એ મજદયસ્ની દીન બીજી સઘળી દીનો કરતાં શ્રેષ્ટ છે. પાક ખોદાએ આપણાં ભલાંને કાજે એ દીન અશો જરથોશ્ત પાસે મોકલાવી છે માટે એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરીશ.



## દીનનો કલમો (પાજંદ જબાનમાં).

બ નાંમે યજદ બક્ષાયન્દેહે બક્ષાયશ્ગરે મેહેરબાંન. રજિશ્તયાઓ ચિસ્તયાઓ, મજદધાતયાઓ અષઓન્યાઓ, હએન-યાઓ વઙ્હુયાઓ માજદયસ્નોઇશ, દીન એહ રાસ્ત વ દરોસ્ત, ખોદાએ બર્ ખલ્ક ફીરસ્તાદેહ ઇન હસ્ત, કે જરતોશ્ત આવોર્દેહ હસ્ત, દીન્ દીને જરતોશ્ત, દીને અહુરમ-જદ, દાદે જરતોશ્ત સ્પિતમાન. અષઓને અષઁમ્ વોહૂ ૧). (ત્રણ વાર પઢવું.)

(પાજંદ જબાનના દીનના કલમાનો સાર.)

ભલી મજદયસ્ની દીન કે જે એકલા અહુરમજદની પરસ્તેશ કરવા શિખવે છે તેની વખાંણ હોજો, એ

ભલી અને સાચી દીન ખોદાએ લોકોનાં ભલાંને માટે અશો જરથોશ્ત પાસે મોકલી છે. એ દિન હોરમજદી તથા જરથોશ્તી છે તેની ઉપર હું બેશક અને બેગુમાન છું.



## નમસ્કાર ચેરાગ્નો.

ક્ષ્નઑથ્ર અહુરએ મજ઼્દાઑ. અષ્ઁમ્ વૉહૂ ૧); ૫ નામે યજ઼્દાંન્ અહુરમજ઼્દ ખોદાએ અવજ઼ૂની, ગ્રાર્જે ખોરેહ્ અવજ઼ા-યાદ્; આતશ્ દાદ્ગાહ્ આદર્ ફ્રરા. ઑજ઼્ હમા ગુનાહ્, પતેત્ પશેમાનૂઓમ, ઑજ઼્ હર્વસ્તીન્ દુશ્મત, દુજ઼ૂખ્ત, દુજ઼્વરેશ્ત, મેમ્ ૫ ગેતી મનીદ્, ઉએમ ગુફ્ત, ઉએમ્ કર્દ્, ઉએમ્ જસ્ત, ઉએમ્ બુન્ બુદ્ ઑસ્તેદ્. ઑજ઼ાન્ ગુનાહ્, મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની ઓ રવાંની, ગેતી ઓ મીનો-આંની, ઑખેઅવાખ્શ્ પશેમાનૂ ૫ સે ગવ-

૨ની ૫ પતેત્ હોમ્. (સર ઝોંકાવતાં ભણવું) ☞ ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ નॅમસॅ-તે આતર્શ મજ્દાઑ અહુરહે હુધાઑ મજ્િ-શ્ત યજ્ત. અષॅમ્ વૉહૂ ૧) ☞ (ત્રણ વાર પઢવું) અહ્માઇ રએશ્ચ, બજ્દ્રેમ્, જસ મે અવઙ્હે મજ્દ. કॅરફ્રે મોજ્દ. અષॅમ્ વૉહૂ ૧).

(ચેરાગના નમસ્કારનો સાર.)

દાદાર અહુરમજ્દને ખુશાલ કરૂં છું, અહુરમજ્દના આતશને હું નમન કરૂં છું અને તમામ ગુનાહથી પસ્તાવો કરૂં છું.



## બાજ જમવાની.

બ નામે યજ્દે, બક્ષ્ષાયન્દેહ બક્ષાયશ્ગરે મેહરૂબાન્. અહુરમજ્દ ખોદાએ, ઇથા આત્ યજ્મઇદે અહુરॅમ્ મજ્દાંમ્, યે ગાંમ્ચા અષॅમૂચા દાત્, અપસ્ચા દાત્ ઉર્વરાઑસ્ચા

**વહ્ઉહીશ્, રએઁચાઍોસ્ચા દાત, બૂમીમૂચા વીસ્પાચા વૅાહૂ. અષૅમ્ વૅાહૂ ૩).**

( જમવાની બાજનો સાર. )

જે નીયામત ખાણું મને મલ્યું છે તે માટે દાદાર અહુરમજદનાં હું શુકાનાં કરૂં છું. જેણે અનાજ, પાણી વનસ્પતી વગેરે આપણાં ખોરાકને સારૂં ઉત્પન્ન કીધું; જે માટે આએ જગાએ તેનો આભાર માનું છું.



## દોઆ તંદરેોસ્તી (અવસ્તા ભાષામા).

તાઍો અશ્નિ મ્માને જમ્યારૅશ, યાઍો અષઍોનાંમ્ ક્ષ્નૂતસ્ચ, અપયસ્ચ, વ્યાદ્દય-બિશ્ચ, પઇતિ-જન્તયસ્ચ; ઉસ્ નૂ અહ્હાઇ વીસે જમ્યાત્ અષૅમ્ચ. ક્ષથ્રૅમ્ચ, સવસ્ચ, ખરૅનસ્ચ, બાથ્રૅમ્ચ. દરૅઘો-ક્રૅતમથ્વૅમ્ચ અહ્હાઍો દએ્નયાઍો યત્ આહુરોઇશ્ જરથુશ્ત્રોઇશ્. અસિરત-નૂ અઇહ્હત્ હચ વીસત્ ગાઉશ્ બુયાત્; અસિરતૅમ્ અષૅમ્,

અસિશ્તૅમ્ નર્શ્ અષઓનો અઓજો, અસિશ્તો આહૂઇરિશ્ ત્કએષે. જમ્યાંત્ ઇથ અષાઉનાંમ્ વઙ્ઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, અષોઇશ્ બએષજ હુચિ-થ્રાઓ જૅમ-ફ્રથઙ્હ દાતુ-દ્રાજઙ્હ. હુવરૅ-બરૅજઙ્હ; ઇશ્તેએ વઙ્હુઙ્હાંમ્, પઇરિતા-તેએ આતરનાંમ, ફ્ષ-વક્ષ્યાઇ રયાંમ્ચ ખ્વરૅનઙ્હાંમ્ચ.

વઇનીત્ અષિ ન્માને સ્રઓષો અસ્રુ-શ્તીમ, આક્ષ્તિશ્ અનાક્ષ્તીમ્, રાઇતિશ્ અરાઇતીમ, આર્મઇતિશ્ તરો-મઇતીમ્, અરષુખ્ધો વાશ્ મિથઓખ્તૅમ વાચિમ્ અષ-દ્રુજેમ્. યથ અહુમ્ચ અમેષાઓ સ્પૅન્ત ગ્રઓપાઇ અબ્યાધ પઇતિષાંન્ વઙ્હૂશ્ યસ્નાંસ્ચ વહ્માસ્ચ, વોહૂ યસ્નૅમ્ચ વહ્યૅમ્ચ, હુબૅરૅતીમ્ચ, ઉશ્ત-બૅરૅતીમ્ચ, વન્ત-બૅરૅ-તીમ્ચ. આ-દરૅઘાત્ ખ્વાથ્ઝ્યાત્. મા યવે

**ઇમત્ ન્માનॅમ આથ્રવત્ ખરૅનો ફ્જહીત્; મા આથ્રવઝતિ ઇશિનશ્, મા આથ્રવઝતિ આસ્ન ફ્જન્તિશ્; આથ્રો હિસ્યેહે પઝતિ અષોઇશ્ચ વઙ્હુયાઓ દરૅઘॅમ હુખ્મ.**

(અવસ્તા ભાષાની દોઆ તંદરોસ્તીનો સાર.)

આ ઘર અને ખાન્દાનમાં ખુશનુદી, આશીર્વાદ, રાસ્તી, હુકુમત, આબાદી કીર્તી તથા સુખાકારી ઉત્પન્ન થાઓ! અશો લોકોનાં ભલાં ફરોહરો અશોઈના બળવાન ઉપાયો પોતાની સાથે આ મુકામમાં લાવો! ભલાઈનો વધારો થાઓ અને બદી નાબુદ થાઓ! આ ઘર તાબેદારી, સખાવત, સભ્યતા અને સચ્ચાઈનાં સદગુણોથી ભરપુર બનો કે જેથી સારી યજશને, તંદરોસ્તી, દોસ્તી વિગેરેની ફરેસ્તાઓની ભેટોથી તેમજ આસાનીવાલું સુખ અને જાતી અક્કલવાલાં ફરઝંદોથી આ કુટુંબ લાંબો વખત સુધી સુખી અને આબાદ રહે!



# દોઆ તંદરોસ્તી (પાજંદ જબાનમાં).

બ નાંમે યજદે, બક્ષાયન્દેહ, બક્ષા-યશગરે મેહરૂબાંન્. યથા અહૂ વઇર્યો ૨).

તનૂ-દરોસ્તી દેરૂજીવશની આવાયદ; ખોરેહ અંઘદ અષહીદાર; યજદાંને મીનો-યાંન્, યજદાંને ગેતીયાંન્, હફ્ત અમેંષાસ્પં-દાંન્, મ્યજદ રોશન્ હમેં બેરસાદ. ઇન દોઆયાંન્ બાદ, ઇન્ ખુઆહાંન્ બાદ, હમેં અન્દર્ કસાંન્‌રા, જરથુશ્તી દીન્ શાદ બાદ; અએદૂન્ બાદ. યા બારી ખોદા! ખોદાવંદ આલમ્‌રા, હમા અનજુમન્‌રા (ફલાંનરા) (આ જગોએ જે જીવતાં માણસોની નૈયતે ભણે તેઓનું નામ લેવું) બા ફરજન્દાન્, હજાર્ સાલ્ દેર્ બેદાર્, શાદ બેદાર્, તન-દરોસ્ત્ બેદાર્; અએદુન્ બેદાર. બર્ સરે અરજાન્યાંન સાલ્‌હાએ બીસ્યાર્ વ કરન-

હુઆએ બીશુમાર, બાકી એ પાયન્દેહ્ દાર્, સદ્ હજારાન્ હજાર્ આફ્રીન્ બાદ્, સાલ્ ખોજસ્તેહ્ બાદ્; રોજ ફ્રરોખ્ બાદ્, માહ્ મુબારક્ બાદ્. ચંદ્ સાલ્, ચંદ્ રોજ, ચંદ્ માહ્, બીસ્યાર્ સાલ્ અર્જાનીદાર્, યજશ્નેં ઓ ન્યાએશ્નેં, ઓ રાદી ઓ જોર્ બરશ્નેં. અશોઈદાર અવર્રે હમા કારો કેર્ફ્રેહા; તન્-દરોસ્તી બાદ્, નેકી બાદ્, ખૂબ્ બાદ્, અએ-દૂન્ બાદ્, અએદૂન્ તરજ્ બાદ્; પ યજદાંન્ વ અમેંશાસ્પન્દાંન્ કાંમે બાદ્.

ધનવાન્, પુત્રવાન્, આયુશવાન્, લક્ષ્મી-વાન્, વૃદ્ધાવાન્, રોજીવાન્, શુક્રાંના દાદાર્ યેક્ દીન્ યેક્, જરથુશ્ત્ર બર્ હક્, બેશક્ બેગુમાન્ હોમ્ પાક્ દીન મજદયસ્ની જરથુશ્ત્ રિપતમાન્. અશઑને અષેમ્ વોહૂ ૧).

(પાઝંદ જબાનની દોઆ તંદરોસ્તીનો સાર.)

એ ખોદા તું મને તંદરોસ્તી સાથની લાંબી જીંદગી આપ, એ યજદ અને અમશાસ્પંદો તમારાથી હું

પવિત્રાઈ અને સચ્ચાઈ મેળવું; માજદયસ્નની દીનની આબાદી અને ચઢતી કળા હોજો. ઓ ખોદા મારા ટોળાના લોકને તથા અમારા રાજકર્તાને સદા કાયમ, ખુશાલ અને તંદરોસ્ત રાખ. અમારા રોજ માહ અને વરસ બખ્તાવર થાઓ. લાંબી મુદ્દત સુધી અમારામાં સખાવતનો ઝરો વહેતો થાઓ. અમારે ત્યાં ધન, દોલત આયુશ અને પુત્રની વૃધ્ધી થાઓ. એકજ ખોદાને માનનારી પાક જરથોશ્તી દીન ઉપરનું અમારૂં એકીન મજબુત થાઓ. જે પ્રમાણે બંદગી કરીને દુઆ માંગી છે તે પ્રમાણે આમીન થાઓ.



## ત્રીસે રોજનાં નાંમ.

૧ દાદાર્ અહુરમજ્દ.
૨ બેહમન્ અમશાસ્પંદ.
૩ અર્દીબેહેશ્ત્ અમશાસ્પંદ.
૪ શેહરીવર્ અમશાસ્પંદ.
૫ અસ્પંદાર્મદ્ અમશાસ્પંદ.
૬ ખોરદાદ્ અમશાસ્પંદ.

૭ અમરૂદાદ અમષાસ્પંદ.
૮ દએ-પ-આદર્ દાદાર્.
૯ આદર્ યજદ.
૧૦ આવાં યજદ.
૧૧ ખુરશીદ યજદ.
૧૨ માહ્ યજદ.
૧૩ તેશતર્ તીર્.
૧૪ ગોશ્ યજદ.
૧૫ દએ-પ-મેહેર્ દાદાર્.
૧૬ મેહેર્ યજદ.
૧૭ સરોશ્ યજદ.
૧૮ રશ્ને રાસ્ત્ યજદ.
૧૯ ફરૂરોખ્ ફેરૂવરૂદીન.
૨૦ બેહેરાંમ્ યજદ.
૨૧ મીનો રાંમ.
૨૨ ગવાદ યજદ.
૨૩ દએ-પ-દીન્ દાદાર્.
૨૪ દીન્ યજદ.

૨૫ મીનો અશીશવંઘ.
૨૬ આશતાદ યજદ.
૨૭ મીનો આસ્માન.
૨૮ જમ્યાદ યજદ.
૨૯ મીનો મારેસ્પંદ.
૩૦ મીનો અનેરાંન.



## બારે મહિનાનાં નાંમ.

૧ ફરરોખ ફરવરદીન.
૨ અરદીબેહસ્ત અમશાસ્પંદ.
૩ ખોરદાદ અમશાસ્પંદ.
૪ તેશતર તીર.
૫ અમરદાદ અમશાસ્પંદ.
૬ શેહરીવર અમશાસ્પંદ.
૭ મેહેર યજદ.
૮ આવાં યજદ.
૯ આદર યજદ.

૧૦ દએ ક્ષાદારૂ.
૧૧ બેહુમનૂ અમષાસ્પંદ.
૧૨ અસ્પંદારૂમદ અમષાસ્પંદ.



## ૭ ગહમ્બારના નાંમ.

૧ મઅએદીઓઝરેમ્.
૨ મઅએદીઓશાહેમ.
૩ પએતેશાહેમ.
૪ અયાથ્રેમ્.
૫ મઅએદીઆરેમ્.
૬ હમસ્પથ્મએદએમ.



## પાંચ ગાથાના નાંમ.

અહુનવત, ઉશતવન, સ્પેન્તોમદ, વોહૂક્ષથ્ર, વહિશ્તોઇશ્ત.



## હમકારાનાં નામ.

અહુરમજદ, દએ-પ-આદર, દએ-પ-મહેર,
દએ-પ-દીન.

બેહમન, માહ, ગોશ, રાંમ.

અરદીબેહશ્ત, આદર, સરોશ, બેહેરાંમ.

શેહરીવર, ખુર,[1] મેહર, આસ્માન,
અનેરાંન.

અસ્પંદારમદ, આવાં, દીન, અરદ,[2]
મારેસ્પંદ.

ખોરદાદ, તીર, અરદાફ્રવશ,[3] ગવાદ.

અમરદાદ, રશ્ને, આશતાદ, જમ્યાદ.



---

૧ ખુરશેદ   ૨ અશીશવંગ   ૨ ફ્રવરદીન.

# ભાગ ૨ જો ધર્મજ્ઞાન્



## ખોદા.

અવસ્તા-તા ચશ્મેન્ગ્ હ્વિસ્પા હારો અઈબી અષા અઈબી વએનહી વીસ્પા.[૧]

સાર—પાક ખોદા પોતાની સઘળે ઠેકાણે હાજર રહેલી આંખો વડે બધું જુએ છે.

---

**સવાલ**—તમોને કોણે પેદા કીધા?

જ૦—પાક **ખોદાએ.**

સ૦—**ખોદાએ** દુન્યામાં બીજું શું શું પેદા કીધું છે?

જ૦—કુલે માણુસ જાત, પશુ પક્ષી, સુર્ય, આકાશ, જમીન, પહાડ, પર્વત અને

---

૧ યજશ્નને હા ૩૧ ક. ૧૩.

વનસ્પતી વગેરે દરેક ચીજ ખોદાએ બનાવી છે.[૧]

સ૦—ત્યારે આખી જગત ઉપર કોણની સત્તા ચાલવી જોઇએ?

જ૦—અલબત તેના બનાવનાર એકલા ખોદાનીજ.[૨]

સ૦—ખોદાએ દુન્યામાં તમોને શા વાસ્તે પેદા કીધાં?

જ૦—નેક અને સાચ્ચાં કામો કરવા, ખુદરતને અવલોકવા, તેનો અભ્યાસ કરવા, અને તેનેથી થતા ફાયદા મેળવી બીજાંઓને શિખવવા.

સ૦—કયાં કામો ખોદાને પસંદ છે?

જ૦—પરોપકાર, દયા, સખાવત અને સચ્ચાઇ. કારણ કે ખોદા પોતે પરોપકારી, દયાળુ, સખી અને સાચ્ચો છે.

સ૦—ખોદા પોતે પરોપકારી કેમ છે?

---

૧ દોઆ નામ સેતાયશને. ૨ યજશને હા ૮, ફ. ૫.

જ૦—આએ દુન્યામાં તેણે જે જે પેદા કીધું છે તે તેના પોતાના ફાયદાને માટે નહીં, પણ આપણા ફાયદા અને પોષણને માટે છે તેથી આપણે જાણ્યે છીએ કે **ખોદા** પરોપકારી છે.

સ૦—**ખોદા** દયાળુ છે એમ તમે શા ઉપરથી કહેશો?

જ૦—કારણ કે તે સાહેબ અજાણપણે થયલા ગુનાહની તોબેશ કરવાથી આપણને માફી બક્ષે છે.

સ૦—**ખોદા**ની સખાવતો શી છે?

જ૦—આપણને વાસ્તે અનાજ, પાણી, જમીન, ઢોરોને માટે ઘાસ ચારો તથા હવા, રોશણી વગેરે સઘળી નેઆમતોની બક્ષેશ તે સાહેબ આપણને આપે છે.[1]

સ૦—ખોદાતાલા સાચાનો સાથી છે એ વિષે અવસ્તામાં શું લખ્યું છે?

---

૧ યજશને હા ૩૭ ક. ૧.

જ૦—અવસ્તામાં કહે છે કે "સાચા રસ્તામાં ખોદા રહે છે." સાચ્ચાઓ ઉપર તે પ્યાર રાખે છે અને સચ્ચાઇથી ચાલનારને તે ખરો સુખી કરે છે.[1]

સ૦—શા માટે આપણે **ખોદાથી** ડરીને ચાલવું જોઇએ?

જ૦—કારણ કે તે આપણાં સઘળાં નેક અને બદ કામો જુએ છે અને તે કામો પ્રમાણે આપણને સુખ અથવા દુઃખ આપનાર છે.[2]

સ૦—સાચાં માણસને **ખોદાથી** બીહવાનું કાંઇ કારણ છે?

જ૦—ના જી, કાંઇજ નહી. સાચાં માણસે તો જેમ એક બચ્ચું પોતાના બાપથી નચિંત અને બેફિકર રહે તેમ **ખોદા**—કે જે સર્વનો બાપ છે તેથી બીહવાનું કાંઇ કારણ નથી.

---

૧ અર્વેમ વોહુ. ૨ યજશને હા ૩૦ ફ. ૧૧.

સ૦—આપણુ ઉપર કાંઇ દુ:ખ અથવા આફત આવી પડે ત્યારે શું કરવું?

જ૦—ખોદાને યાદ કરવો અને તેનીજ મદદ માંગવી અને જો તે દુ:ખ આપણી પોતાની કોઇ કસુરથી આવી પડયું હોય તો તેવું કામ ફરીને નહી કરવું.

સ૦—ખોદા પાસે આપણે શું માગવું જોઇએ?

જ૦—"ઓ ખોદા! તું મને એવી બક્ષેશ કર કે જે બક્ષેશ મળ્યાથી મારૂં કલ્યાણ થતું હોય. કારણ કે મારે વાસ્તે શું સારૂં છે તેનો જાણનાર તુંજ છે."[1]

સ૦—ખોદાનું અવરતા નામ અને અર્થ શું?

જ૦—અહુરમજદ એટલે સદા કાળ હસ્તી ધરાવનાર ઘણાં ડહાપણવાળો સાહેબ.

સ૦—ખોદા કયાં છે.

જ૦—ખોદા સઘળી જગાએ અને સર્વે ઠેકાણે

---

૧ યજશને હા ૩૧ ક. ૫.

હાજર છે. તે આપણાં જાહેર તેમજ છુપાં કામો પણ જુએ છે.[૧]

સ૦—જ્યારે તે **સાહેબ** સઘળું જુએ છે અને જાણે છે ત્યારે આપણે કેવી રીતે ચાલવું?

જ૦—આપણે કાંઇ ખોટું કામ કરવું નહી; કેમકે **ખોદા** તે જુએ છે અને તે માટે આપણને શિક્ષા કરશે.[૨]

સ૦—ખોદાને તમો જોઇ શકતા નથી કેમ કહી શકો કે તે છે?

જ૦—આએ દુન્યામાં તેણે બનાવેલી ઘણી નાદર ચીજો તેની હસ્તી સાબેત કરે છે.

સ૦—તે નાદાર ચીજો તે કઇ?

જ૦—સુરજ, ચંદ્ર, તારા, ઝાડ, પાહાડ, માણસ, જનાવર, હવા, રોશણી, આતશ, પાણી વગેરે.

સ૦—ઉપલી ચીજો ઉપરથી તમે ખોદાની હસ્તી કેમ સાબેત કરશો?

---

૧ યજશને હા ૩૧ ફ. ૧૩. ૨ યજશને હા ૩૧ ફ. ૧૪.

૪૦—માણસ એક ખુરશી બનાવી શકશે પણ તે ખુરશી જે ઝાડનાં લાકડાંની હોય તે ઝાડને ઉત્પન્ન થવાનાં સાધનો પાણી, જમીન, ગરમી, હવા વગેરે કોણ બનાવે છે? માલી બી વાવે છે અને પાણી સીંપે છે પણ પીળા ફુટીને ઝાડ મોટું થાય છે તે કોણ કરે છે? શું એ બધું માણસથી થાય છે? નહી. ત્યારે જે ચીજ માણસથી નહી બની શકે તેનો બનાવનાર માણસના કરતાં કોઇ વધારે ડહાપણવાલો હોવો જોઇએ. તે આપણા ધર્મમાં જણાવ્યાં પ્રમાણે ખોદા પોતે છે અને એ ઉપરથી ખોદાની હસ્તી સાબેત થાય છે.



## જરથુશ્ત્ર.

**અવસ્તા**—અએમ મોઇ ઇદા વિસ્તો યે ને અએવો સાસ્નાઓ ગૂષતા જરથુશ્ત્રો.[1]

**સાર**—(દાદાર હોરમજદ કહે છે કે) "જેણે એકલાએ મારી શિખામણો સાંભળી તથા જે મને આ દુન્યામાં જણાયલો છે તે સ્પેતમાન્ જરથોશત્ છે."



**સવાલ**—ધર્મજ્ઞાન આપનારને આપણે કયાં નામથી ઓળખાએ છીએ?

**જવાબ**—ધર્મ શિક્ષક અથવા ધર્મગુરૂ.

**સ૦**—આપણો સૌથી પહેલો ધર્મગુરૂ કોણ?

**જ૦**—પેગાંમ્બર અશો **જરથોશ્ત.**[2]

**સ૦**—અશો જરથોશ્તને પેગાંમ્બર કહેવાનું કારણ શું?

---

૧ યજશ્નેહા ૨૯, ફ. ૮. ૨ ફરવરદીન યશ્ત ફ. ૮૮.

જ૦—કારણ કે એવણે કુદરતનો અભ્યાસ કરી **ખોદાને** પીછાંનીઆ અને મીનોઇ દુન્યાંમાંથી **ખોદાના** હોકમો આએ દુન્યામાં લઇ આવ્યા. પેગામ્બરનો અર્થ સંદેશો લાવનાર કરી થાય છે.

સ૦—અશો **જરથોશ્ત** કોણનો પેગાંમ્બર?

જ૦—આખી દુન્યાનો—ખાસ કરીને ઇરાંની માજદયરની પારસીઓનો. આપણો પેગાંમ્બર અશો **જરથોશ્ત** હોવાથી આપણે જરથોશ્તી કહેવાઇએ છીએ.

સ૦—એવણને પેગાંમ્બર તરીકે કોણે કબુલ રાખ્યા?

જ૦—કયાંની વંશના ઇરાંની પાદશાહ ગુશ્તાસ્પ અને તેની તમામ રૈયતે.

સ૦—એવણને પેગામ્બર તરીકે કબુલ કરવાની આગમચ કેવી રીતે પાદશાહ ગુશ્તાસ્પે પોતાની ખાત્રી કીધી!

જ૦—ભણેલા અને વિદ્વાન પુરૂષો સાથે તકરાર કરાવી તેમાં એવણે પોતાની હુશીઆરી અને અક્કલથી વિદ્વાનોને હેરત કીધા. ઘણા બીકટમાં બીકટ સવાલના મનમાનતા જવાબો આપ્યા, તથા કેટલાએક મોઅજેજા કરી બતાવ્યા. એવી રીતે બારીક તપાસ કરી પાદશાહે પોતાની ખાત્રી કીધા પછી એવણને પેગામ્બર તરીકે કબુલ કીધા.

સ૦—અશો જરથોશતનાં મુખ્ય ફરમાનો શું છે?

જ૦—તેવણ સાહેબે અવસ્તામાં ફરમાવ્યું છે કે સાચા વિચાર, સાચા વચન અને સાચાં કામો કરવાં, અશોઇ અને પરહેજગારી રાખવી, સઘળાંઓનુ ભલું ઇચ્છવું તથા સખાવત કરવી.

સ૦—અશો જરથોશતનો જન્મ કયાં થયો હતો?

જ૦—ઇરાન દેશમાં આવેલાં રએ શેહેરમાં 'પઓરૂશસ્પ' નાં ઘરમાં.[1]

---

૧ વંદીદાદ ૫ર. ૧૯, ક. ૩.

સ૦—**પઓરૂશસ્પ** કોણનું નામ છે?

જ૦—અશો **જરથોશત**નાં પિતાજીનું.

સ૦—આપણે આપણા પેગાંમ્બરને **જરથોશત પઓરૂશસ્પ** કહીને નથી ઓળખતા પણ **જરથોશત સ્પિતમાન** એ નામે ઓળખ્યે છીયે તેની સમજણ શું?

જ૦—**સ્પિતમ** એવો નામનો અષો **જરથો-શત**નાં વડવાઓમાં એક નામીચો પુરૂષ થઇ ગયો છે તેનાં નામ સાથે આપણા પેગાંમ્બરનું નામ જોડેલું છે.

સ૦—અશો **જરથોશત**નાં માતાજીનું નામ અને તેવણનાં ધણિયાણીનું નામ શું?

જ૦—એવણનાં માતાજીનું નામ દોગ્દો અને ધણિયાણીનું નામ **હુવોવી.**

સ૦—અશો **જરથોશત**ને કેટલી દીકરીઓ હતી? તેઓનાં નામ આપો.

જ૦—ત્રણ દીકરીઓ હતી. **પઓઉરૂચીશ્તી,**[1]

---

૧ યજશને હા ૫૩ ક. ૩.

ફ્રેની અને થ્રીતી.[૧]

સ૦—અશો **જરથોશત**ના દીકરાઓનાં નામ આપો.

જ૦—ઇસતવાસ્ત્ર, ઉરૂવતતનર અને હ્વરેચિથ્ર.*

સ૦—અશો **જરથોશતનાં** ખાનદાનનાં નામ આપો?

જ૦—માતાજી તરફથી **હ્વોવનું** ખાનદાન તથા પિતાજી તરફથી **હએચત-અસ્પા** અથવા **સ્પિતમનું** ખાનદાન હતું,† જે પાદશાહ **ફરેદુનથી** ઉતરેલું હતું.

સ૦—અશો **જરથોશતનો** દીસો અથવા મરણ દીવસ કયા રોજે?

જ૦—દએ મહિનો અને ખોરશેદ રોજે?

સ૦—એવણનો જન્મ દિવસ કયા રોજે?

જ૦—ફરવરદીન મહિનો અને ખોરદાદ રોજ અથવા ખોરદાદ સાલનો દિવસ.

---

૧ ફરવરદીન યશ્ત ફ. ૧૩૯. * અથવા ખુરશેદચેહેર ફરવરદી યશ્ત ફ. ૯૮. † ઈજશને હા ૪૬, ફ. ૧૫

# જરથોશ્તી ધર્મનાં મુખ્ય ફરમાનો.

અવસ્તા—હક્ય અર્જમ્ચિત યો જરથુશ્ત્રો,
ફ્રતેમાં ન્માનનાંમ્ચ, વીસાંમ્ચ, જન્તુનાંમ્ચ
દખ્યુનાંમ્ચ, અઙ્‌હાઓ દએનયાઓ
અનુમતયએચ અનુખ્તયએચ અન્વ-
ર્શ્તયએચ, યા આહૂઇરિશ્ જરથુશ્ત્રીશ્.

સાર—હું કે જે જરથોશ્ત છું તે દેશના, ગામના, મોહલાના અને ઘેરના આગેવાનોને આએ જરથોશ્તી દીનનાં ફરમાન હુમત હૂખ્ત અને હ્વર્શ્ત પ્રમાણે ચાલવાને શિખવું છું તથા ઉત્તેજન આપું છું.[1]



સવાલ—જરથોશ્તી દીનના મુખ્ય ફરમાનો શું છે?

જવાબ—હુમત હૂખ્ત અને હ્વર્શ્ત અથવા નેક મનશ્ની, નેક ગવશ્ની અને નેક કુનશ્ની.

---

૧ યજશ્ને હા. ૮ મો ફ. ૭.

સ૦—એ ત્રણે શબ્દોનો અર્થ શું?

જ૦—સાચો અથવા ભલો વિચાર, સાચો અથવા નેક બોલ અને સાચું અથવા બેહતર કામ.

સ૦—પાક અવસ્તામાં એ વિષે શું કહેલું છે.

જ૦—"તમામ નેક વિચારો, નેક સખુનો અને નેક કામો બેહસ્ત તરફ લઇ જાય છે."[1]

સ૦—હુમત હુખ્ત અને હુવર્શ્તથી ઉલટું શું?

જ૦—દુશ્મત, દુઝુખ્ત, અને દુજવર્શ્ત.

સ૦—એ શબ્દોના અર્થ શું?

જ૦—જૂઠો અથવા ભુંડો વિચાર, જૂઠો અથવા બુરો બોલ અને જૂઠું અથવા દુષ્ટ કામ.

સ૦—એ વિષે અવસ્તા શું કહે છે?

જ૦—બદ વિચાર, બદ સખુન અને બદ કામો માણુસોને દોજખ તરફ લઇ જાય છે.[2]

સ૦—એ ઉપરથી તમે શું સમજ્યા?

જ૦—આપણા પેગાંમ્બર સાહેબ અશો

---

૧ દોઆ વીસ્પ હુમત. ૨ દોઆ વીસ્પ હુમત.

**જરથોશ્તનો** હોકમ છે કે આપણે દરેક જણે મન, વચન અને કરણી શુદ્ધ રાખવી જેથી બંને દુન્યામાં સુખ મળે.

**સ૦**—અશો જરથોસ્તના જેવા થવાને વાસ્તે આપણે શું કરવું?

**જ૦**—ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇને છોડવી નહી,[1] એકલા હોરમજ્દ સિવાય બીજા કોઇ દેવ દેવતાઓની પરસ્તેશ કરવી નહી,[2] જૂઠા અને ઠગારાઓને ફજેત કરવા, ચોર અને લુટારાઓથી પોતાના ભાઇબંધોનું રક્ષણ કરવું.[3]

**સ૦**—ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇનેજ વળગી રહેવા માટેના અશો **જરથોશ્તના** કલામો અર્થ સહીત કહો.

**જ૦**—"**નોઇત્ હે અપસ્તવાને વહ્ઉહીમ દએનાંમ માજ્દયસ્નીમ, નોઇત્**

---

૧ વંદીદાદ, ૧૯, ફ. ૭. ૨ ઈજશને હા ૩૧, ફ. ૮.
૩ ઈજશને હા ૧૨, ફ. ૩.

અસ્તચ, નોઇત્ ઉશ્તાનૅમ્ચ, નોઇત બઓધસ્ચ વીઉર્વીસ્યાત. (અશો જરથોશ્ત કહે છે કે) "મારાં હાડકાં છુટાં પડે, મારી બુદ્ધિ ગુમ થાય અથવા મારો જીવ્બી નીકળી જાય તોપણ હું મજ્દયસ્નની દીનને ધીક્કારીને છોડી દઇશ નહી." (એટલે "ગમે એવું દુઃખ પડે તોપાણ જીવ જતાં સુધી સચ્ચાઇનેજ હું વળગી રહીશ)."[1]



## અષોઇ.

**અવસ્તા—અષૅમ વૅાહૂ વહિશ્તૅમ્ અસ્તી.**

**સાર—અષોઇની દોલત સૌથી ઉત્તમ છે.**

---

સ૦—અષોઇ એટલે શું?

જ૦—અષોઇ એટલે તનની અને મનની સફાઇ.

---

1 વંદીદાદ, ૫૨, ૧૯ ફ. ૭.

સ૦—તનની સફાઇ તે શું?

જ૦—આપણા શરીરને કાંઇબી મેલી અથવા ગંધીલી ચીજોથી દુર રાખવું, રોજ નાહી ધોહીને દીલપરનો મેલ સાફ કરવો, પોશાક ધોતો અને સફાઇદાર રાખવો અને રેહવાનું ઠેકાણું ઝાડી ઝુડીને સાફ રાખવું.

સ૦—તનની અષોઇ રાખવાથી ફાયદો શું?

જ૦—શરીરની સુખાકારી વધે, જો તંદરોસ્તી હોય તો વિદ્યા અભ્યાસ થાય, જેથી આપણને અક્કલ મલે.

સ૦—તંદરોરતી કેમ મલે?

જ૦—સોજો અને સાદો ખોરાક નિયમસર ખાધાથી, સોજી હવા દમમાં લેવાથી અને તનને માફકસર કસરત આપવાથી.

સ૦—મનની અષોઇ એટલે શું?

જ૦—આપણા મનમાં સારા વિચાર, સારા વચન, અને સારાં કામો કરવાનોજ ઠરાવ કરવો, અને ખરાબ વિચાર, ખરાબ વચન અને ખરાબ

કામો નહી થાય તેની સંભાળ લેવી, બુરા વિચારોને મનમાં આવવાજ નહી દેવા.

સ૦—મનની અષોઇથી ફાયદો શું?

જ૦—મન ચોખ્ખું હોય તો સારાં કામો થાય જેવાં કે ધર્મનો અભ્યાસ, ખોદાની બંદગી અને ભાઇબંધો ઉપર પ્યાર. જેથી કરીને મીનોઇ દુન્યાનાં ઉત્તમ સુખનો ફાયદો મલે.

સ૦—અષોઇની દોલત સૌથી ઉત્તમ કેમ છે તે સમજાવો?

જ૦—આએ દુન્યાની અંદર આપણને મળતાં ઘરબાર, વાડી ગાડી, પૈસોટકો વગેરે ફના થનાર[1] છે. આપણા ગુજરવા પછી એ બધું આપણી સાથે આવતું નથી, એ દોલત ચોર ચોરી જાય છે. કે લુટારા છીનવી લે છે. ઘરબાર પડી જાય છે કે તેનો આગથી નાશ થાય છે. પણ અષોઇની દોલત કોઇ લઇ લેતું નથી. તેને નથી ચોર ચોરી જતા કે લુટારા

---

૧ જતું રહેનાર.

લુટી લેતા. તે હંમેશાં આપણી સાથે રહે છે અને મરણ બાદ તે આપણી સાથે આવે છે અને સુખ આપે છે માટે અષોઇની દોલત સૌથી ઉત્તમ છે.

સ૦—મનની અષોઇ કેમ મળે?

જ૦—કેળવણી લીધાથી.

સ૦—તે કેળવણી કઇ જાતની?

જ૦—ધર્મ તથા નીતિની.

સ૦—માણસો અષો હોય તો શું ફાયદો?

જ૦—માણસો અષો હોય તો દુન્યા આબાદ થાય, દુન્યા આબાદ હોય તો સચ્ચાઇનો વધારો થાય અને સચ્ચાઇ વધે તો **યથા અહૂ વઈર્યોના** પવિત્ર કલામોમાં જણાવ્યા પ્રમાણે **ખોદા** ખુશી થાય.

સ૦—**ખોદા** ખુશી થાય તો શું ફાયદો ?

જ૦—માણસોને **અષેમ વોહૂ**ના પવિત્ર કલામોમાં જણાવેલું ખરૂં અને ઉત્તમ સુખ મળે.



# નવજોત્ ક્રિયા.

**અવસ્તા**—**અહ્યાઑઈ્હુનેમ વા અહ્યાઑઈ્હુયમ્નો, અહ્યાઑઈ્હુનૅમ વા બૂજયમ્નો.**[1]

**સાર**—કુસ્તી બાંધતાં અને કુસ્તી છોડતાં ખોદાનું નામ લેવું.

---

**સવાલ**—નવજોત એટલે શું?

**જવાબ**—નવો જોતી અથવા જરથોશ્તી દીનમાં દાખલ થઇ એ દીનનાં ક્રિયાકામોમાં નવો ભાગ લેનાર.

**સ૦**—કેટલાં વરસની ઉમરનાં બાળકને **નવજોત્** કરવામાં આવે છે?

**જ૦**—બાળક સાત વરસની ઉમરે પોંહચે, ધર્મના મૂળતત્વોનું જ્ઞાન મેળવે અને ચોક્કસ **અવસ્તાનાં** કલામો ભણી જાણે ત્યારે.

---

૧ હોરમજદ યશ્ત_ક. ૧૭.

સ૦—સાતજ વરસની ઉંમર જોઇએ કે વધતી ઓછી ચાલે?

જ૦—ઓછી નહી ચાલે, જો બાળક હુશીયાર નહી હોય તો નવ વરસે અને જો નવ વરસેથી તે ધર્મનાં મૂળતત્વો સમજવાને શકતીવાન નહી હોય તો ૧૪ વરસની ઉમરે જરૂર નવજોત્ કરવાનું દીનની કેતાબોમાં ફરમાવેલું છે.

સ૦—દીનમાં દાખલ થનાર બાળકે કયા કયા અવસ્તાના કલામો ભણી જાણવા જોઇએ?

જ૦—અષૅમ્ યથા, કેમના મજ઼્દા, અહુરમજ઼્દ ખોદાએ, જસ મે અવઙ્હે મજ઼્દ, સરોશ બાજ઼્, ગેહ, ખુરશેદ-મેહેરની નીઆએશ, પતેત્ અને દીનનો કલમો.

સ૦—બાળકને નવજોત્ કરે છે તે દીવસે તેના ઉપર શું ક્રિયા કરવામાં આવે છે?

જ૦—તે બાળકનાં તનને ઇજેલા ગઓમીજ઼[1]

---

1 ગાયનું સુત્ર અથવા તરો.

અને પાણીથી અંગોળ કરાવી પાક કરે છે.

સ૦—તે કેવી રીતે?

જ૦—સૌથી પહેલાં એક **અથોરૂનાન્**[1] તે બાળકને બાજ ધરાવી દાડમની પાતરી ચવાડે છે. પછી ઇજ્જેલો (પવિત્ર કીધેલો) **ગઓમીઝ્** ત્રણ વાર પાજંદ કલામો બાજમાં ભણાવતાં પીવાડે છે.

સ૦—તે પાજંદ કલામો શું છે?

જ૦—**ઇન્ ખુરમ, ઇન્ પાકીએ તન્, યોઝ્દાથ્રે રવાન્રા.**

સ૦—એની મતલબ શું?

જ૦—આએ (ગઓમીઝ) મારાં તનની પવિત્રાઇ અને આત્માનાં સુખને માટે હું પીઉં છું.

સ૦—તે ક્રિયા કીધા પછી શું કરવામાં આવે છે?

જ૦—તે બાળકનાં તનને પવિત્ર **ગઓમીઝ્** અને પાણીથી પાક કરી, સુદરેહ કુસ્તી સિવાય સઘળાં કપડાં પેહડાવી, પીછોડી ઓઢાડીને જયાં અંજુ-

---

૧ મોબેદ.

મન એઠું હોય ત્યાં લાવવામાં આવે છે.

સ૦—પછી અંજુમનની નજદીક તે બાળક ઉપર શું ક્રિયા કરવામાં આવે છે?

જ૦—જરથોશ્તી ધર્મનાં ત્રણ મુખ્ય ફરમાનો હુમત, હુખ્ત અને હુવર્શ્ત પ્રમાણે ચાલવાની તથા દુશ્મત, દુજૂખ્ત અને દુજવરશ્તને ધીક્કારવાની કબુલાત લેવામાં આવે છે.

સ૦—કબુલાત લીધા પછી શું થાય છે?

જ૦—વડા ધર્મગુરૂ તે બાળકને ઉભાં રાખી દીનનો કલમો ભણાવે છે, પછી એક યથા અહૂ વઇર્યો ભણતાં તેને સુદરેહ પેહરાવે છે જે વખતે સઘળું અનજુમન પણ યથા અહૂ વઇર્યોના કલામો ભણે છે.

સ૦—સુદરેહ પેહરાવ્યા પછી શું થાય છે?

જ૦—વડા ધર્મગુરૂ કુસ્તી હાથમાં વઇ અહુરમજદ યશ્તની ખશનુમ પઢે છે, ત્યાર પછી કુસ્તી બાંધવાના કલામો તે બાળકને ભણાવી કુસ્તી કમ્મરે બાંધવાની ક્રિયા પુરી કરે છે.

સ૦—ત્યાર પછી શું ક્રિયા થાય છે?

જ૦—વડા ધર્મગુરૂ હોશબામ તથા તંદરોરતીના કલામો ભણીને તે બાળકને આશીર્વાદ દે છે.

સ૦—**નવજોત્** થનાર બાળક શું એકરાર કરીને **જરથોશ્તી** ધર્મમાં દાખલ થાય છે?

જ૦—"હું એકજ **ખોદાની** બંદગી કરનાર અને **તેનેજ** સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. મારો ધર્મ **માજ્દયસ્ની** છે તથા હું દેવ પરસ્તીને ધીક્કારૂં છું. અશો **જરથોશ્તને** મારા પેગામ્બર તરીકે કબુલ રાખું છું. તથા **તેવણુને** પગલે ચાલવાની હું કબુલાત આપું છું. **મજ્દયસ્ની** દીન પાક ખોદાએ સર્વનાં ભલાંને કાજે અશો **જરથોશ્ત** પાસે મોકલાવેલી છે. માટે એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરતો રહીશ"[1]



---

૧ ઇજશને હા ૧૨, ફ. ૧-૮.

## સુદરેહ કુસ્તીની ખુબી.

સ૦—સુદરેહ પહેરવાની તથા કુસ્તી કમ્મરે બાંધવાની શું આપણી ફરજ છે?

જ૦—હાજી, આપણા ધર્મ પુસ્તકમાં કહેલું છે કે "જે કોઇ પોતાનાં શરીર ઉપર સુદરેહ પેહરે અને કુસ્તી બાંધે તથા ગાથા ભણે તેજ ખરો મજદયસ્નની છે, અગર નહી તો તેને મજદયસ્નની નહી કેહવો."[1]

સ૦—સુદરેહનો અર્થ શું ?

જ૦—સાચ્ચો રસ્તો અથવા રીત. એટલે જેણે સુદરેહ પેહરેલો હોય તેની રીતભાત સારી અને સાચ્ચી હોવી જોઇએ.

સ૦—સુદરેહ કેટલા કટકાનો બનાવવામાં આવે છે?

---

1 બુન્દેહેશ, વંદી. ૧૮, ફ. ૯ વગેરે.

જ૦—નવ કટકાનો. બે પરદા એક આગલો અને એક પાછલો, ગીરેબાન, બે બાંએ અને બેઉ સાંધા આગળની બએ તીરી.

સ૦—એ નવ કટકા શું શિખામણ આપે છે ?

જ૦—જેમ બે પરદા એક આગળ અને બીજો પાછળ હોવા છતાં એક એક સાથ જોડાયલા છે તેમ આપણાથી ઉમરે વડા, ઉપરીઓ અને ભણેલાઓને ઘટતું માન આપવું અને વડાઓએ તથા સબળાઓએ નબળા તથા હાથ નીચેનાઓને મદદ કરવી.[1]

સ૦—ગીરેબાન શું જણાવે છે ?

જ૦—આપણે હર હમેશ સવાબનાં કામો કરવાં અને જરથોશ્તી દીન ઉપર બેશક અને બેગુમાન રેહવું. ગીરેબાનનો અર્થ ઇમાન-વાળો કરી થાય છે.

સ૦—એ બાંએ શું ધડો આપે છે ?

---

૧ સરનામે રાઝે યજદાંની સફા ૧૩-૧૫.

જ૦—જેમ સુદરેહ પેહરનારાંઓને બાંયમાં હાથ લેવાની જરૂર છે તેમ ભલી મજદયસ્નની દીનના દરેક માણુસે કોઇબી ધંધા, હુન્નર અથવા ઉદ્યોગમાં રોકાવાની જરૂર છે.[1]

સ૦—બેઉ બાજુની તીરીઓ (જે ત્રીકોણુ આકારની હોય છે) શું શીખવે છે?

જ૦—ગોસ્પંદો (જેવાં કે ગાએ, ઘોડા, બકરાં, મેંઢાં, વગેરે) ને દુઃખ નહી દેવું, તથા ધાતુ અને વનસ્પતીનો રૂડો ઉપયોગ કરવો.[2]

સ૦—સુદરેહ શાનો બનાવવામાં આવે છે?

જ૦—રૂનાં સફેદ કપડાંનો.

સ૦—રૂનો બનાવવાની મતલબ શું?

જ૦—રૂનું કપડું સસ્તુ અને સફાઇદાર હોય છે. સસ્તું હોવાથી ગરીબમાં ગરીબ પણ તે મેળવી શકે છે અને સફાઇદાર હોવાથી જરથોશ્તી ધર્મનું ફરમાન જાળવી શકાય છે.

---

૧ સરનામે રાઝે યજદાંની સફો ૧૨–૧૫.

૨ ઉપલીજ ચોપડી સફો ૨૩.

સ૦—એ વિષે જરથોસ્તી ધર્મનું ફરમાન શું છે?

જ૦—સ્પએત હએનયાઓ માઝ્દયસ્નોઇશ ઉપમનૅમ્.[1]

સ૦—એની મતલબ કહી સંભળાવો.

જ૦—સોજ્ઞાઇ અને સફાઇ એ મજદયસ્ની ધર્મની ઉપમાં (નિશાન) છે.

સ૦—જેણે સુદરેહ પહેરેલો હોય તેની ફરજ શું છે?

જ૦—જેમ સુદરેહ ધોતો અને સફાઇદાર રાખવાની તેની ફરજ છે તેમ તેણે હમેશાં પોતાનાં અંતકરણને પણ સોજ્ઞું અને પવિત્ર રાખવું.

સ૦—કુસ્તી એટલે શું?

જ૦—જરથોસ્તી ધર્મ ઉપર મક્કમ રેહવાની બંધાની.

સ૦—કુસ્તી કમ્મર ઉપર બાંધવાનું કારણ શું?

જ૦—કમ્મર શરીરનો મધ્ય ભાગ છે તેથી કુસ્તી બાંધી આપણે એવું બતાવ્યે છીયે કે

---

૧ મેહેર યશ્ત ક. ૧૨૬.

આપણાં દરેક કામમાં મધ્યમ રેહવું.

સ૦—કમ્મર ઉપર કુસ્તીના આંટા કેટલા છે અને તે શું શિખામણ આપે છે.

જ૦—આંટા ત્રણ છે જ્યારે એ આંટા ઉપર આપણી નજર પડે ત્યારે વિચાર કરવો જોઇએ કે "સાચા વિચાર, સાચા વચન અને સાચા કામ ઉપર હું હમેશાં ઉસ્તવાર રહીશ."

સ૦—કુસ્તી કેટલા દોરા અથવા તારની વણવામાં આવે છે?

જ૦—૭૨ તારની.

સ૦—એ બોતેર તાર શું બતાવે છે?

જ૦—ઇજશનેના ૭૨ હા અથવા પ્રકરણ.

સ૦—ઇજશને કોણ ભણે?

જ૦—હરેમેહરૂ અથવા અગીઆરીમાં યોજ્દાથ્રેગર મોબેદો.

સ૦—કુસ્તી શાની બને?

જ૦—ઘેટાંનાં બદનપરનાં ઉનની, ઘેટું અથવા મેઢું જેમ ગરીબ, નમનતાઇવાળું અને નિર્દોષ[1] છે તેમ કુસ્તી બાંધનારે પણ નમાના, તાબેદાર અને નિર્દોષ રહેવું જોઇએ.

સ૦—ઉનની કુસ્તી કેવી રીતે બને છે?

જ૦—ઉનને કાંતે, વળ દે અને તે વળ દીધેલા દોરાને એક જંતર ઉપર ચઢાવી વણે.

સ૦—કુસ્તી કોણ વણે ?

જ૦—અથોરનાન્ ટોળાની બાઇડીઓ.

સ૦—વણી રહ્યા પછી શું કરે ?

જ૦—મોબેદ નીરંગ ભણીને વચમાંથી છુટી કરે.

સ૦—ત્યાર પછી શું થાય ?

જ૦—તેનું પર સવળું કરીને લર અને લરીઓ ગુંથે.

સ૦—લર અને લરીઓ કેટલી ?

જ૦—લર બે અને લરી ૭.

સ૦—એ શાની નિશાની બતાવે છે ?

---

૧ ગુનાહ વગરના.

જ૦—લર વરસના બે ભાગ જે હાવન અને રપિથવન છે તેની તથા લરી વરસના ૭ ગાહમ્બારની.

સ૦—કુસ્તીના ચાર ગાંઠ વાળતી વેળાએ શું વિચારવું જોઇએ!

જ૦—પહેલો ગાંઠ વાળતી વેળાએ એમ વિચારવું કે મજદ્દયસ્નો અહ્મી એટલે હું એકજ ખોદાની બંદગી કરનાર છું. બીજો વાળતાં વિચારવું કે જરથુશ્ત્રીશ એટલે જરથોસ્તને મારા ગુરૂ તરીકે કબુલ રાખનાર છું. ત્રીજો વાળતાં વિચારવું કે વીદએવો એટલે દેવપરસ્તીના કામને ધીક્કારનાર છું અને ચોથો વાળતાં વિચારવું કે અહુરતકએષો એટલે ખુદાની ખુશીનાં કામો કરવા કબુલ થાઉં છું.

સ૦—કુસ્તીના ગાંઠ વાળતી વેળા અવસ્તાના કયા કલામો ભણવા?

જ૦—બે યથા અહૂ વઇરૂયો ભણતાં આગળાં બે અને અષેમ્ વોહૂ ૧) ભણતાં પાછલા

બંને ગાંઠ વાળવા.

સ૦—કુસ્તી કરતી વેળા કઇ તરફ મોહુ કરવું?

જ૦—દિવસે સુરજ તરફ અને રાતે ચંદ્ર, તારા અથવા ચેરાગ સનમુખ.

સ૦—કુસ્તી કઇ કઇ વખતે કરવી જોઇએ?

જ૦—સવારે બીછાનેથી ઉઠતાં વાર, હાજતે જઇ આવ્યા પછી, જમવાની અગાઉ, બંદગી કરવાની આગમચ, તથા અસ્વચ્છ જગા ઉપરથી આવ્યા પછી તરત.

સ૦—કુસ્તી કેમ કરવી તે સમજાવો.

જ૦—સૌથી પહેલાં ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઑ અષેમ્ વૅાહૂ ૧) ભણીને બદનના ખુલ્લા ભાગ, (હાથ, મોહું અને પગ) ને ત્રણ મરતએ પાણીથી ધોવા.

સ૦—એ પાણીથી ધોવાને આપણે શું કહીએ છીએ?

જ૦—પાદીઆબ.

સ૦—ત્યાર પછી શું કરવું?

જ૦—તે ધોએલા ભાગોને સોજાં કપડાંએ નુછી એક ચીતે ઉભા રહી આખી કેમના મજ઼્દા ભણી જવી. પછી કુસ્તી કમ્મરેથી છોડી અહુરમજ઼્દ ખોદાય ભણવી.

સ૦—અહુરમજ઼્દ ખોદાય ભણતાં શું ક્રિયા કરવી?

જ૦—કુસ્તી બેઉ હાથમાં પકડી આહ્રેમન અવાદશાંનૂ ભણતાં જમને હાથે પખોરવી, મનશ્ની ગવશ્ની કુનશ્ની ભણતાં ઉંચકવી, અને હુઇથ્યા હ્વૂરશ્તાંમ ભણતાં કમ્મરે વીટાળવી, ત્યાર પછી આગળ જણાવ્યા પ્રમાણે ગાંઠ વાળી જસ મે અવંઘ્હે મજ઼્દ મજ઼્દયસ્નો અહ્મી આખી ભણી જવી.

સ૦—સુદરેહ કુસ્તી પહેરેલાં બાળકની ફરજ શું છે.?

જ૦—પોતાની આખી જીંદગી સુધી સુદરેહ કુસ્તી વગર ઘરમાં તેમજ બહાર ફરવું નહી, ઉંઘાડા

પગ અથવા બોરૂં માથું રાખવું નહી, એક બીજાનું અજીઠેલું ખાવું નહી, ખોદાની બંદગી કરવી, અષોઇ રાખવી, દાદારની કુલે જાનદાર પેદાયશ તરફ દયા, માયા, મોહબત અને ઇનસાફથી વર્તવું. નમ્ર થવું, સારાં કામો કરવાં અને ખરાબ કામોથી દુર રહેવું.



## બેહેશ્‌ત અને દોજખ્‌.

અવસ્તા—વીસ્પ હુમત વીસ્પ હૂખ્ત વીસ્પ હ્‌વર્‌શ્ત વહિશ્‌તૅમ્‌ અન્‌હુઇમ અશાએત. વીસ્પ દુશ્‌મત વીસ્પ દુજ્જૂખ્ત વીસ્પ દુજ્જૂવર્‌શ્ત, અચિશ્‌તૅમ્‌ અન્‌હુઇમ્‌ અશાએત.

સાર—સઘળા ભલા વિચારો, સાચા સખુનો અને નેક કામો બેહેસ્ત તરફ લઇ જાય છે અને સઘળા બુરા વિચારો, જુઠા સખુનો અને ખરાબ કામો દોજખ તરફ ઘસડી લઇ જાય છે.

સવાલ—બેહેશ્ત એટલે શું ?

જવાબ—આએ દુન્યામાં કીધેલાં સારાં કામોનો મરણ પછી અથવા હૈયાતીમાંજ મળતો બદલો તે બેહેશ્ત.

સ૦—દોઝખ એટલે શું ?

જ૦—માણસે આએ દુન્યામાં કીધેલાં ખરાબ કામોને માટે પેલી દુન્યામાં તેનાં મરણ પછી અથવા હૈયાતીમાંજ મળતી સજા તે દોઝખ.

સ૦—બેહેશ્ત મેળવવાનો રસ્તો શું ?

જ૦—તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામો સાથે કીધેલી ખોદાની બંદગી બેહ-શ્તનો રસ્તો ખુલ્લો કરે છે.[1]

સ૦—દોઝખથી છુટવાનો ઉપાય શું ?

જ૦—સવાબનાં કામો કરવાં, પોતાની કરણીને પાક રાખવી, ટુંકમાં દુશ્મત દુઝુખ્ત અને દુઝવરશ્ત ત્યાગ કરવું.

---

૧ દોઆ નામ સતાયશને.

સ૦—સવાબ તે શું?

જ૦—સચ્ચાઇ, પરોપકાર, દયા, સખાવત, હલાલ રોજી, રૂડો ઉદ્યોગ, ખોદાની બંદગી અને ધર્મ નીતિ તથા કેળવણી વગેરે.

સ૦—ગુનાહ તે શું ?

જ૦—જુઠાઇ, હરામખોરી, આળસાઇ, દગો, કીનો, કપટ, અદેખાઇ, અનીતિ, અધર્મીપણું અથવા દીનમાં જણાવેલાં હોકમો પ્રમાણે નહી ચાલવું તે ગુનાહ.

સ૦—ગુનાહનાં કામો માટે માફી માગવાનું આપણું ભણતર કયું ?

જ૦—અવસ્તા ભાષાના "ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા" ના ફકરા ઉપરથી પાજંદ ભાષામાં દસ્તુર આદરબાદ મારાસ્પંદે જોડેલી પતેત પશેમાની.

સ૦—તમે હમેશાં ગુનાહનાં કામો કરી પતેત ભણો તો ખુદા માફ કરે કે ?

જ૦—અજાણપણે એક વાર ગુનાહ થયેલો ખોદા માફ કરે પણ જાણીજોઇને અનેક વાર કીધેલો

ગુનાહ તે કદી માફ કરતો નથી.[1]

સ૦—ગુનેહગાર માણસની મરણ પછી જગ્યા કયાં ?

જ૦—અંધારૂં દોજખ.

સ૦—દોજખનો અવસ્તા બોલ શું ?

જ૦—અચિશ્ત અહુ એટલે ખરાબ જીંદગી. બીજો બોલ દુજો દેમાન આવે છે અને એનો અર્થ ખરાબ રહેઠાણ થાય છે.

સ૦—બેહેસ્તનો અવસ્તા બોલ શું ?

જ૦—વહિશ્ત અહુ એટલે સૌથી સરસ જીંદગી.

સ૦—મરણ બાદ આપણાં શરીરનું શું થાય છે?

જ૦—આએ શરીર ખાકનું બનેલું છે, અને તે મરણ બાદ પાછું ખાખ સાથે મલી જાય છે.

સ૦—ત્યારે પેલી દુન્યામાં બેહેશ્તનું સુખ અથવા દોજખનું દુઃખ કોણ ભોગવે છે?

જ૦—આપણું રવાન અથવા આત્મા.

---

૧. વંદીદાદ પર. ૩ ભ, ફ. ૨૧.

સ૦—રવાનને નેક રાહે ચલાવવાને વાસ્તે આપણા શરીરમાં બીજી કઇ શક્તિ છે?

જ૦—ફરોહર અથવા ફ્રવશી.

સ૦—રવાન અને ફરોહર સીવાય બીજી કોઇ શક્તિ માણુસના શરીરમાં છે?

જ૦—હાજી છે, તેમનાં નામ ઇજશનેમાં જણાવેલાં અહુ, દએન અને બઓધ છે.[1]

સ૦—એ શબ્દોના અર્થ શું?

જ૦—અંતઃકરણ, કરણી અને બુધ્ધિ.



## યજદ, અમષાસ્પંદ, રોજ, માહ, ગાહ, અને જશનૂ.

અવસ્તા—વીસ્પૅમ્ચ અષવનૅમ મઇન્યઑામ યઝતૅમ યઝમઇદે.

સાર—સઘળા પવિત્ર મીનો યજદોને હમો વખાણીએ છીએ.[2]

---

૧ ઈજશને હા ૫૫, ક. ૧ લો,   ૨ સીરોઝા.

**સવાલ—યઝ્દ અને અમષાસ્પંદ એટલે શું?**

**જવાબ**—વખાણ તથા આરાધના કરવા લાયક અમર્ગ વૃદ્ધિ કરનારી ખોદાઇ શક્તિ.

**સ૦—અમષાસ્પંદો અને યઝ્દો તે કોણ અને ખોદાએ તેઓને શા વાસ્તે પેદા કીધા?**

જ૦—**અમષાસ્પંદો** અને **યઝ્દો** એવી રીતે વૃદ્ધિ કરનાર ફરેસ્તા છે. તેઓને આ દુન્યાની સંભાલ રાખવાને માટે ખોદાએ પેદા કીધા છે.

**સ૦—યઝ્દ અને અમષાસ્પંદોની સંખ્યા કેટલી છે?**

જ૦—એઓની સંખ્યા ૩૩ ની છે; જેમાંનાં ત્રીસનાં નામ ઉપરથી આપણે રોજ માહ ગણીએ છીએ.[1]

સ૦—મહીનાના ત્રીસ દિવસ પ્રમાણે ત્રીસ ફરેસ્તા ત્યારે બીજા ત્રણ ફરેસ્તા કયા તેમના નામ આપો.

જ૦—હોમ, દહુમ અને બરજો યઝદ.

---

૧ રોજ અને માહના નામો વિષે જુઓ સફો ૧૪૧-૧૪૪.

સ૦—ફરૂવરૂદીન મહીનામાં શું તેહવાર આવે?

જ૦—અહુરમજ઼દ રોજે નવું વરસ, અરદીબેહસ્ત રોજે રપિથ્વનનું જશન, ખોરદાદ રોજે ખોરદાદસાલ અને ફરવરદીન રોજે અશો ફ્રોહરનું જશન.

સ૦—અરદીબેહસ્ત મહીનામાં શું તેહવાર આવે?

જ૦—અરદીબેહસ્ત રોજનું જશન; ખોરશેદ રોજથી તે દએ-પ-મેહેર રોજ સુધી મઅેદીઓજ઼રેમ એટલે પુર લીલોતરીના વખતનો ગાહમ્બાર.

સ૦—ખોરદાદ મહિનામાં શું તેહવાર આવે છે?

જ૦—ખોરદાદ રોજે ખોરદાદ અમષાસ્પંદનું જશન.

સ૦—તીર મહિનામાં કેટલાં જશન?

જ૦—તીર રોજે તીરીઆનનું જશન તથા ખુરશેદ રોજથી દએ-પ-મેહર રોજ સુધી મઅેદીઓશાહેમ એટલે પુર ગરમીના વખતનો ગાહમ્બાર.

સ૦—અમરદાદ મહિનામાં શું તેહવાર આવે છે?

જ૦—રોજ ૭ મો અમરદાદ રોજે અમરદાદ અમષાસ્પંદનું જશન.

સ૦—શેહરીવર મહિનામાં કેટલાં જશન?

જ૦—રોજ ૪ થો શેહરીવર રોજે શેહરીવર અમષાસ્પંદનું જશન તથા આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધી પએતેશહેમ એટલે અનાજ તથા મેવો ઉતારવાના વખતના ગાહમ્બારના જશનો.

સ૦—મેહેર મહિનામાં શું તહેવાર આવે છે?

જ૦—રોજ ૧૬ મો મેહેર રોજે મેહેરગાનનું જશન તથા અયાથ્રેમ એટલે ગરમીનો છેડો લાવનારા વખતના ગાહમ્બારના જશનો રોજ આસ્તાદથી અનેરાન સુધી.

સ૦—આવાં મહીનામાં શું તેહવાર આવે છે?

જ૦—રોજ ૧૦ મો આવાં રોજે આવાં યજદનું જશન; એ મહિનાની શરૂઆતથી તે અસ્પં-દારમદ મહિનાની આખેરી સુધી પાંચ મહિનાની

બપોરે ૧૨-૩ રપિથ્વીનને બદલે હાવન
ગેહ જ ભણવી.

સ૦—આદર મહિનાના તેહવારો કહો?

જ૦—રોજ ૯ આદર રોજે આતશનું જશન
તથા રોજ ૧૯ ફરવરદીન રોજે અશો ફરો-
હરનું જશન.

સ૦—દએ મહિનામાં શું તેહવાર આવે છે?

જ૦—અહુરમજદ, દએ-પ-આદર, દએ-પ-મેહેર
અને દએ-પ-દીન એ દિવસોએ દાદાર અહુર-
મજદનાં જશનો તથા ખોરશેદ રોજે પેગાં-
મ્બર સાહેબ અશો જરથોશ્તનો દીસો,
અને મેહર રોજથી તે બેહરામ રોજ સુધી
મઅેદીઆરેમ્ એટલે પુર અરદીના વખતનાં
ગાહમ્બરના જશનો.

સ૦—બેહમન મહિનામાં શું તેહવાર પડે છે?

જ૦—રોજ ૨જો બેહેમન રોજે બેહમન
અમષાસ્પંદનું જશન.

સ૦—અસ્પંદારમદ મહિનામાં પડતા તેહવારનાં નામ દો?

જ૦—રોજ ૫ મો હક્કૂત્ અમષાસ્પંદનું જશન, તથા રોજ ૬ થો અવરદાદ સાલ ગાહનું જશન.

સ૦ –એ મહિનામાં રોજ પાંચમે બીજું શું કરવામાં આવે છે?

જ૦—પરહેઝગાર મોએદો કાગળ ઉપર પહેલવી ઝબાનમાં ખરફસ્તરોને દુર કરવાની નીરંગ લખે છે તથા રેતી પરહેજે છે.

સ૦—એ નીરંગ લખેલાં કાગળો તથા રેતીને શું કરે છે?

જ૦—ધાર્મિક જરથોશ્તીએ તે કાગળો દિવાલે અથવા થાંબલે ચોંહતાડે છે અને રેતી ઘરમાં છાંટે છે જેથી કસારાં, ઉધાઇ વગેરે ખરફસ્તરો દુર રેહ છે.

સ૦—એ મહિનામાં બીજા શું તેહવારો પડે છે?

જ૦—આશતાદ રોજથી તે વહીશતોઇશત ગાથાના દીવસો સુધી મુકતાદના ૧૦ દીવસો.

સ૦—મુકતાદ એટલે શું ?

જ૦—મુકતી પામેલા આત્માઓની આરાધના કરવાના દિવસો. એ દશ દિવસો ફ્રરવર-દેગાનના દિવસો તરીકેબી ઓળખાય છે.[1]

સ૦—એ દશ દિવસમાં વધારે અગતના દિવસો કયા ?

જ૦—આશતાદ, મારેસ્પંદ, અનેરાન અને હમ-સ્પથ્મએદએમ એટલે દિવસ અને રાત સરખા થવાના વખતના ગાહમ્બારના પાંચ દિવસો.

સ૦—મારેસ્પંદ રોજે શું જાણીતો બનાવ બન્યો હતો?

જ૦—અશો જરથોશ્તે પાદશાહ ગોશ્તાસ્પની દરબારમાં ઘણુંએક મોજેઝા કરી બતાવ્યા

---

૧ આફ્રીનગાને અરદાફ્રરવશ.

હતા, જેથી એ રોજને દિને બેહુ મીનો મારેસ્પંદ કરી કહે છે.

સ૦—વહિશતોઇશત ગાથાનો દિવસ કયાં નામથી ઓળખાય છે?

જ૦—એ દિવસ વરસની આખેરીનો છેલ્લો હોવાથી આખાં વરસમાં જેબી કાંઇ ગુનાહનાં કામો થયાં હોય તે માટે પશ્ચાતાપ કરી ખોદાની હજુર માફી માંગવાનો છે, તેથી એને પતેતીનો દિવસ કહે છે.

સ૦—હુમકારા એટલે શું? અને તે કેટલા છે?

જ૦—સાથે કામ કરનારા ફરેસ્તાઓ. હુમકારા સાત છે.[1]

સ૦—દરેક હમકારનો વડો ફરેસ્તો કયો?

જ૦—અહુરમજદ બેહમન, અરદીબેહસ્ત, શેહરીવર, અસ્પંદારમદ, ખોરદાદ, અને અમરદાદ.

સ૦—એઓને કયાં નામથી ઓળખેલા છે?

---

૧ હમકારાનાં નામ વિષે જુઓ સફો ૧૪૫.

જ૦—અમષાસ્પંદ. એમની સંખ્યા ૭ છે તેથી આપણાં ધર્મ પુસ્તકમાં હફ્ત અમષાસ્પંદ એવાં નામથી ઓળખેલા છે.

સ૦—વરસમાં કેટલી વાર ગાહુમ્બારનાં જશનો પડે છે?

જ૦—વરસમાં ૭ વાર ગાહુમ્બારનાં જશનો પડે છે.[૧]

સ૦—ગાહુમ્બાર એટલે શું?

જ૦—પાક ખોદાતાલાની ઉત્તમ કરામતોની યાદ તાજી કરી તેની બંદગી કરવા માટે સઘળા હમદીનોએ એકઠા મળવાનો વખત.

સ૦—ગાહુમ્બાર કરવાની મતલબ શું?

જ૦—ભાઇબંધી અને એક સંપીનો વધારો કરવાની.

સ૦—અસલી ઇરાંનીઓ કેવી રીતે ગાહુમ્બાર કરતા હતા?

---

૧ ગાહુમ્બારનાં નામો વિષે જુઓ સફો ૧૪૪.

જ૦—એ દિવસોએ ઇરાંની પાદશાહો પોતાની તમામ રૈયત સાથે ભેલાઇને ખોદાની સ્તુતી કરતા હતા તથા ઇજેલા ખોરાકની સઘળાઓ એક સુફ્રે બેશી ચાશણી કરતા. ગરીબ અને તવંગર વચ્ચે કશો ફરક રાખતા હતા નહી.

સ૦—શું ગાહમ્બાર કરવાની આપણી ફરજ છે?

જ૦—હાજી. પાક ખોદાએ ઠંડી, ગરમી,[૧] વરસાદ વગેરે જે જુદી જુદી મોસમો પેદા કરી આપણને સુખ આપ્યું છે તે માટે તેના વખત ઉપર તે સાહેબનો જરૂર આભાર માનવો જોઇએ.

સ૦—ગાહમ્બારના વખત ઉપર ખોદાએ શું શું પેદાયશ પેદા કીધી?

જ૦—આસમાન, પાણી, જમીન, ઝાડપાન, ગોસ્પંદ અને માણસો.[૨]

સ૦—પાંચ ગાથાનાં નામ આપો?

---

૧ વીસ્પરદ કરદો ૨ જો ફ. ૨. ૨ આફરીને ગાહમ્બાર પ્રમાણે.

જ૦—અહુનવત, ઉશ્તવત, સ્પેન્તોમદ, વોહુક્ષથ્ર અને વહિશ્તોઇશ્ત.

સ૦—ગાહ એટલે શું તથા દિવસની કેટલી ગેહ?

જ૦—ગાહ અથવા ગેહ એટલે વખત. દિવસની પાંચ ગેહ હોય છે.

સ૦—પાંચ ગેહનાં નાંમ આપો.

જ૦—હાવન, રપિથ્વન, ઉજીરન, અઇ-વિસ્રુથ્રેમ અને ઉશહીન.

સ૦—હાવનનો વખત કયાંથી કયાં સુધી?

જ૦—સવારે ઝઝકળું થયા પછીથી તે બપોરે ૧૨ વાગા સુધી.

સ૦—રપિથ્વનનો વખત કયાં સુધી?

જ૦—બપોરે ૧૨ વાગા પછીથી તે ત્રણ વાગા સુધી.

સ૦—ઉજીરન ગેહ કયારે થાય?

જ૦—પાછલા પહોરના ત્રણ વાગાથી તે સાંજના અંધારૂ થાય ત્યાં સુધી.

સ૦—અંધારૂં થયા પછી કઈ ગેહ શરૂ થાય અને કયાં સુધી?

જ૦—અઇવિસ્રૂથ્રૅમ, રાતે બાર વાગા સુધી.

સ૦—ઉશાહેન ગેહ કયારે ભણાય?

જ૦—રાતના બાર વાગાથી તે પ્રભાત થાય ત્યાં સુધી.



## ખો ર શે દ.

અવસ્તા—યો યજ઼ઇતે હ્વરે યત્ અમેષૅમ્ રએમ્ અઉર્વંત અસ્પૅમ્...યજ઼ઇતે અહુરૅમ્ મજ઼્દાંમ્.

સાર—"જે શખ્સ અમર, નુરમંદ તથા તેજ ઘોડાવાળા ખોરશેદને પુજે છે (અથવા વખાણે છે) તે ગોયા અહુરમજ઼્દને પુજે છે."[1]

---

1 ખોરશેદ નીઆએશ ક્. ૧૪.

સ૦—આકાશ ઉપર દેખાતો સૌથી તેજસ્વી ગોળો કયો?

જ૦—ખોરશેદ અથવા સુરજ; જેનું તેજ અને ચલકાટ એટલો જોરાવર છે કે તેની સનમુખ આપણાથી જોઇ શકાતું પણ નથી.

સ૦—ખોરશેદથી થતા ફાયદા જણાવો?

જ૦—આએ જમીન ઉપર પ્રકાશ નાખનાર, અંધારૂં દફે કરનાર,[1] ઝાડપાણોને પુષ્ટી આપનાર, હુવા અને પાણીને સ્વચ્છ કરનાર,[2] જમીન ઉપરની તમામ ગલીચ હુવાને સુકવીને બાળી નાખનાર, માણસો અને તમામ અશો પેદાયશની જીવન શકિતનો આધાર, અને હજાર ઘણા ફાયદાનો આપનાર ખોરશેદ છે.[3]

સ૦—જો ખોરશેદ આપણી પૃથ્વી ઉપર પ્રકાશતો બંધ પડે તો?

---

૧ ખોરશેદ નીઆએશ ફ. ૧૪. ૨ ખોરશેદ નીઆએશ ફ. ૧૨. ૩ ખોરશેદ નીઆએશ ફ. ૧૧.

જ૦—આએ દુન્યામાં સઘલે ઠેકાણે અંધકાર થઇ રહે, ધંધો વેપાર ચાલે નહી, ફુલ, ફલ અને અનાજ પાકે નહી, ગલીચી અને ગેરસફાઇનો વધારો થાય, દુઃખ દરદોની ઉત્પન્તિ થાય, અને ટુંકમાં તમામ દુન્યાનો નાશ થાય.[1]

સ૦—ખોરશેદની વખાણ કરવાનું અવસ્તા ભણતર શું છે?

જ૦—ખોરશેદ તથા મેહર નીઆએશ.

સ૦—ખોરશેદની સાથે મેહરની નીઆએશ ભણવાનું ફરમાન કાંય છે?

જ૦—ખોરશેદ અને મેહરને નીકટનો સંબંધ છે. ખોરશેદ તલુ થવાની આગમજ જે રોશની પડે છે તેને મેહરની રોશની કહે છે.[2]

સ૦—ખોરશેદ અને મેહરની નીઆએશ દિવસમાં કેટલી વાર ભણવાની ફરજ છે?

---

૧ ખોરશેદ નીઆએશ ફ. ૧૩. ૨ મેહેર યશ્ત.

જ૦—ત્રણ વાર. હાવન રપિથ્વન અને ઉજીરન ગેહમાં.

સ૦—ખોરશેદ નીઆએશ શા માટે કરવી જોઇએ?

જ૦—તુરમંદ ખોરશેદથી આપણે જેજે ફાયદાઓ મેળવ્યે છીએ, જે જે સુખ અને સગવડ આપણને મળે છે, તે માટે તેના બનાવનાર અહુરમજદની બંદગી કરી તે સાહેબનું હેશાન માનવાની આપણી ફરજ છે.

સ૦—તમો ખોરશેદની સામા ઉભા રહી પહેલાં અહુરમજદની બંદગી કરી પછીજ ખોરશેદની વખાણ કરો છો એવું અવસ્તામાંથી દેખાડી આપશો?

જ૦—હાજી. ખોરશેદ નીઆએશમાં આવે છે કે "નેમો અહુરાઇ મઝદાઇ, નેમો અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો નેમો મિથ્રાઇ વાઉરૂગઑાયઑાઇતેએ, નેમો હ્વરૈક્ષએતાઇ અઉર્વત અસ્પાઇ" એટલે કે સૌથી પેહલાં આએ મારી નેમાજ અહુરમજદને,

અમષારપંદાને, મેહર યજદને અને નુરી ખોરશેદને હોજો.

સ૦—જ્યારે આપણે નુરી ખોરશેદ સનમુખ ઉભા રહીએ ત્યારે શું વિચાર કરવો જોઇએ।

જ૦—ઓ નુરમંદ ખોરશેદ, જેવી રીતે તું તારો પ્રકાશ ફેંકીને અમારી પૃથ્વી ઉપરની સઘલી ગલીચી અને નાપાકીને બાળી નાખે છે તેમ અમો પણ નેકીના પ્રકાશથી અમારાં તન અને મનની ગલીચીને બાળી નાખીએ. ઓ ચલકાટમંદ ખોરશેદ, જેમ તું આએ દુન્યા અને તેમાં વસનારાઓના ભલાંને માટે હસ્તી ધરાવે છે તેમ હમારી હસ્તીનું કારણબી બીજા અમારાં ભાઇબંધોનું ભલું કરવા માટે છે. વળી જેમ તું ખુદાના હોકમને તાબે રહી નીઅમસર તારૂં કામ બજાવે છે તેમ હમો અમારાં દરેક કામમાં ખંત રાખી નીઅમસર ઉદ્યોગ કરતાં રહીએ.



## આ ત શ્.

અવસ્તા—તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ યેસ્ન્યો અહિ વહ્મ્યો.

સાર—અએ અહુરમજ્દના બેટા આતશ, તું આરાધના અને સ્તુતીને લાયક છે.[1]

---

સ૦—આતશને આપણા ધર્મમાં ક્યાં નામથી ઓળખેલો છે?

જ૦—આતર, આદર અથવા આતશ.

સ૦—આતર બોલનો અર્થ શું?

જ૦—બાઇ જનાર અથવા ભસ્મ કરી નાખનાર.

સ૦—આતશ કેટલી જાતના છે?

જ૦—બે જાતના. એક આપણે રોજ ઘરમાં ચુલામાં જોઇએ છીએ તે અને બીજો દરેક પ્રાણી અને વસ્તુમાં અગ્ની રૂપે સમાયલો

---

૧ આતશ નીઆએશ ફ૦ ૧.

છે, જેને આપણે જોઇ શકતા નથી.

સ૦—બંદગી કરતી વેળા આતશનો કેબલો કરવાનું કારણ શું ?

જ૦—આ સૃષ્ટીના કારોબારમાં એક પણ એવું કામ નથી કે જેમાં આતશ અથવા ગરમી વિના ચલાવી શકાય, તમામ જગતની હસ્તી, ઉત્પતી, આબાદી, તંદરોસ્તી અને ઉદ્યોગનું મુળ આતશ અથવા ગરમી છે. દુન્યાની રચનામાં તત્વોનું જોડાણ તથા છુટાપણું એથીજ છે. એથીજ વનસ્પતીનું ખીલવું અને માણુસની હેયાતીનું ટકવું છે. ટુંકમાં આતશ સૃષ્ટીપરના દરેક પ્રાણી અને પદાર્થનુંજ નહી પણ દરેક કામનું જીવન છે. એવા અસાધારણ મોટા ગુણને લીધે ખોદાતાલાની અદભુત શકતી અને ગુણનો ઉંચામાં ઉંચો ખ્યાલ આપનાર ચિન્હ તરીકે આતશનો કેબલો કરવાનું ફરમાન જરથોસ્તી ધર્મે આપેલું છે.

સ૦—બંદગી કરતી વેળા આતશનો કેબલો કરવાનો બીજો સબબ શું છે?

જ૦—આતશને કેબલેહ તરીકે રાખવાનો બીજો સબબ એ છે કે જરથોસ્તી ધરમના કાનુન મુજબ મન અને તનની દરૂસ્તી જાળવવી. હવે સફાઇ સુધડાઇ જાળવવામાં આતશ પેહલી જગ્યા લે છે. દરેક પ્રકારનો દુર્ગંધ, સરદી અને રોગ ઉત્પન્ન કરનારાં જંતુનું જોર તોડી નાખે છે, જેથી રાત દીવસ એબાદતખાનામાં, મરણ વખતે લાસની નજદીકની જગામાં, તમામ ધર્મ ક્રિયામાં અને ઘરમાં આતશ ચાલુ રોશન રાખવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન જીવતાંઓને અણુદીઠ રીતે બેહદ ફાયદો કરનારૂં અને તેટલા માટે ઘણું ઉમદા છે.

સ૦—આતશની ઉપર ગંધીલી ચીજ બાળવાની મનાઇ કાંય છે?

જ૦—આતશ ઉપર ગંધીલી ચીજ અથવા નસો બાળવાનું કામ ગુનાહભરેલું છે એમ આપણા ધર્મમાં ફરમાવેલું છે, તેનું કારણ એ કે ખરાબ ગંધીલો વાસ માણસના દમમાં જવાથી તેઓની તંદરોસ્તીનો બીગાડો થાય છે.

સ૦—આતશબેહરાંમ તથા અગીઆરીમાં આપણે સુખડ લઇ જઇએ છીએ તે વિષે ધર્મનું કાંઇ ફરમાન છે ?

જ૦—હાજી. આતશ નીઆએશમાં આવે છે કે "જે કોઇ શખ્સ આતશને વાસ્તે સુકી તથા સાફ કીધેલી કાઠી ભલી નૈયતે લઇ જાય છે તેને આતશ ભલી દુવા દે છે."[1]

સ૦—આતશ શું દુવા દે છે તે જણાવો ?

જ૦—આતશ દુવા કરે છે કે "તારે ત્યાં દોલતનો વધારો થજો, બહાદુર ફરજંદોની વૃદ્ધી થજો, તું કાબેલ અને ભણેલો થજો, તથા જ્યાં સુધી તું જીવતો રહે ત્યાં સુધી ખુશાલ

1 યજશ્નને હા ૬૨, ફ. ૯.

રહેજો."[૧]

સ૦—શું પારસીઓ આતશપરસ્ત છે ?

જ૦—નહીજી. આપણે કાંઇ આતશને ખોદા તરીકે માનતા નથી, પણ ખોદાએ પેદા કીધેલી ઉમદા ચીજોમાંની એક તરીકે ગણી, તથા તેનાથી થતા અગણીત ફાયદાઓ ધ્યાનમાં રાખી ખોદાની એક ઉત્તમ નિશાન તરીકે તેનો કેબલો કરીએ છીએ.[૨]

સ૦—આતશની મારફતે હોરમજદને પોંહચાય છે એવું કંઇ ધર્મનું ફરમાન છે ?

જ૦—હાજી. ઇજશનેના ૩૬ માં હામાં એવું આવે છે કે "ઓ હોરમજદના આતશ, તારી મારફતે અમે ખોદાને પોંહચ્યે છીએ."[૩]

સ૦—હાલમા આપણે કેટલી જાતના આતશ સનમુખ ઉભા રહી ખોદાની બંદગી કરીએ છીએ ?

જ૦—આતશ બેહરામ, આતશ આદરાન અને

૧ ઇજશ્ને હા ૬૨ ફ. ૧૦. ૨ ઈજશ્ને હા ૩૬ ફ. ૩.
૩ ઈજશ્ને હા ૩૬ ફ. ૧.

આતશ દાદગાહ.

સ૦—એ આતશો સનમુખ ઉભા રહી જ્યારે આપણે બંદગી ભણ્યે ત્યારે શું વિચાર કરવો?

જ૦—ઓ અહુરમજદના આતશ, જેવી રીતે તારા ઉપર સુખડ લુબાન મુકી તુંને હંમેશા બળતો રાખવાની અમો કોશેશ કરીએ છીએ તેવી રીતે અહુરમજદનાં પેદા કીધેલાં સર્વ પ્રાણીઓ અને પદાર્થમાં બળતો આતશ (જીવન શકતી) રોશણ રાખવાની સદા અમો કોશેશ કરીશું.

સ૦—ઇનશાનોનાં ભીતરમાં બળતો આતશ કેમ રોશન રાખી શકાય?

જ૦—ભૂખ્યાને અન્ન, નાગાને વસ્ત્ર, પૈસા વગરનાને પૈસો, અને દુઃખીઓની સારવાર વગેરે કરવાથી ઇનસાનોના જીગરમાં બળતો આનશ રોશન રાખી શકાય.

સ૦—આતશની સનમુખ ખોદાની બંદગી કરતાં બીજો શું વિચાર કરવો ?

જ૦—જેમ આતશ, ખુશબોઇ ભેટ કરનારાઓને

સુગંધીથી તરોતાજગી ભરેલાં કરે છે તેમ આપણે પણ આપણી ઉપર ઉપકાર કરનારાઓને ખુશી કરવાં. જેમ આતશ રોશણ રહે છે તે બીજાંઓને તંદરોસ્તી આપવા, તેમ આપણી હૈયાતીબી બીજાંઓના ફાયદાને માટેજ છે એમ સમજવું.

સ૦—અવસ્તામાં આતશનો દરજ્જો કેવો છે?

જ૦—'આતશ્ પુથ્ર અહુરહે મજ્દાઓ' આતશને અહુરમજ્દના છોકરાનો મોતેબર એલકાબ એનાયત કરવામાં આવ્યો છે.

સ૦—આતશની રખીયા આપણે કપાળે ચોહડાડીએ છીએ તેની મતલબ શું?

જ૦—માણસે મગરૂરી છોડી નમનતાઇ રાખવાની. કેમકે ગમે એવી મોટી રોશણીથી બળતો આતશ પણ નરમ પડી જઇ અંતે ખાક થાય છે, તેમ ગમે એવા મોટા દરજ્જા તથા ઇજત અને પૈસાવાળું માણસ આખરેબી મરણ પામી ખાક થનાર છે. માટે

જીવતાં જીવત દરેક માણુસે, આતશની માફક, સખાવત વગેરે સારાં કામોનો પમરાત પોતા પાછળ મુકી જવો જોઇએ. એવો વિચાર દરેક માણુસે રખીયા અથવા ખાખ લેતાં કરવો જોઇએ.

સ૦—આતશ ઉપર મવક્કલ અમશાસ્પંદ કયો છે?

જ૦—અરદીબહેસ્ત અમશાસ્પંદ આતશ ઉપર મવક્કલ છે. જો આતશની સાથે કાંઇ ગુનાહ થયો હોય તો તેથી અરદીબેહસ્ત અમશાસ્પંદ નાખુશ થાય છે.

સ૦—આતશની સાથે ગુનાહ કરવો એટલે શું?

જ૦—આતશની ઉપર પાણી નામીને બુજાવવો, મ્હોડાંથી કરીને ફુંક મારવી,[1] નસો બાળવો,[2] બીડી પીવી વગેરે કામોને આપણી દીનની કેતાબોમાં ગુનાહ ભરેલાં જણાવેલાં છે. બલકે એવી રીતે આજાર ખમતા આતશની

---

૧. પતેત ઈરાની. ૨. વંદીદાદ પર. ૧૬ ફ. ૧૭.

સંભાળ કરવા ફરમાવેલું છે[૧].

સ૦—બીડી પીવી એ જરથોસ્તી ધર્મ પ્રમાણે ગુનાહભરેલું કેમ છે તે સમજાવો?

જ૦—બીડી પીધાથી લબ અને ખરાબ દમ આતશ સાથ સંબંધમાં આવ્યાથી તેમજ સેવટે તેને બુજાવ્યાથી આતશપર નાશ અથવા નુકસાની આવે છે, અને તેથી માણસને પોતાને પણ નુકસાની પુગે છે.[૨] વળી ઘણાએક નામીચા તબીબોનું એવું મત છે કે બીડી પીવાથી તંદોરસ્તી બગડે છે. હવે જેથી નાશ અથવા નુકસાની થાય તે ગુનાહ ગણાય છે, ત્યારે બીડી પીવી એક ગુનાહ હોવા ઉપરાંત તેથી આતશ તરફનું અસલી નીઆગાનોથી દેખાડવામાં આવતું માન જળવાતું નથી અને તેથી ખોદા તરફ ભક્તિભાવ દેખાડનારો ખયાલ

---

૧. વંદીદાદ પર. ૮, ફ. ૮૧-૯૬. ૨. ઈજશને હા ૩૬ ફ. ૧.

આવતો નથી. એટલા માટે બીડી પીવી એ જરથોસ્તી ધર્મ પ્રમાણે ગુનાહ છે.

સ૦—આતશના હમકારા કેટલા?

જ૦—ચાર. અરદીબેહસ્ત, આદર, સરોશ અને બેહરામ. એ ચારો દીવસોએ આતશબેહરામ અથવા અગીઆરીમાં જઇ આતશ નીઆએશ ભણવાની દરેક જરથોસ્તીની ફરજ છે.

સ૦—આતશને બુજાવનાર શખ્સ કોણના જેવો છે?

જ૦—અવસ્તામાં આતશને બુજાવનારને 'આજિશ' દેવ તરીકે ગણેલો છે.[1]

સ૦—આતશની ઉત્પતી કોણના વખતમાં અને કેમ થઇ?

જ૦—એક દિવસે પેશદાદીઆન વંશના પાદશાહ હોશંગે શીકારગાહમાં પહાડોના રસ્તા તરફ એક સાંપને દીઠો, જેની ઉપર તેણે એક મોટો પથર ફેંકયો, તે પતર બીજા પથર

1. વંદીદાદ પર. ૧૮. ફ. ૧૯.

સાથે જઇ અથડયો, તેથી આતશ ઉત્પન્ન થયો, તે જોઇ પાદશાહ હોશંગ ખુશ થયો અને તે આતશને ઇજતથી પોતાનાં શેહેરમાં લાવી એક જગોએ સ્થાપ્યો. એ દીવસે એક જશન કીધું જેને જશને 'સદેહ' કરી નામ આપ્યું.[1]



## પાણી.

અવસ્તા—આપો વંઘુહીશ વહિશ્તાઓ મજ્દધાતાઓ અષઓનીશ્.

સાર—હોરમજદના પેદા કીધેલાં, ભલાં, સૌથી સરસ અને નીરમળ પાણી.[2]

---

સ૦—પાણી ઉપર મવકલ ફરેસ્તો કયો?

જ૦—આવાં અરદ્વિસૂર યજદ, એ યજદને અવસ્તામાં નારી જાતીનું રૂપ આપેલું છે.

---

૧ શાહનામું. ૨ ઈજશને હા ૬૫. ફ. ૭.

સ૭—અવસ્તામાં જણાવેલા બીજા કોઇ નારી જાતીના ફરેસ્તા છે કે અને કેટલાં છે ?

જ૦—હાજી, અવસ્તામાં બીજા પાંચ નારી જાતીના ફરેસ્તા જણાવેલા છે તેમનાં નામ—અસ્પંદારમદ, દરૂવાસ્પ (ગોશ), દીન, ફરવરદીન, અને અશીશવંગ.

સ૦—આપણા ધર્મે પાણીની વખાણ શા સારૂં કીધી છે ?

જ૦—ખોદાની સર્વ જાનદાર પેદાયશ પાણીથી જીવી શકે છે,[૧] અનાજ, ફળની ઉત્પતિ પાણીથી છે; સઘળી સ્વચ્છતાનું સાધન પાણી છે,[૨] પાણી વગર માણસ જીવી શકે નહીં, તોપણ જે ચીજ આવી અગત્યની છે તે ખોદાએ મફત પુરી પાડી છે, જે માટે સઘળી જાતનાં પાણીની આપણા ધર્મે વખાણ કીધી છે.[૩]

---

૧. અરદ્વિસુર નીઆએશ ક. ૨. ૨ અરદ્વિસુર નીઆએશ ક. ૨. ૩ વજશને હા ૬૮ ક. ૬.

સ૦—કુદરતી રીતે પાણી કેમ સ્વચ્છ થાય છે?

જ૦—અવરતામાં જણાવે છે કે સુરજના પ્રકાશથી પાણી પાક થાય છે.[1]

સ૦—માણુસો કેવી રીતે પાણીને સાફ રાખી શકે?

જ૦—પાણીમાં પડેલો નસો (કોઇબી કોહતી વસ્તુ, બાલ, નખ ઇત્યાદી) કહાડી તેને સુકી જમીન ઉપર નાખવો;[2] આપણા ધર્મમાં પાણીને જેમ બને તેમ સાફ રાખવા ફરમાવેલું છે.

સ૦—જ્યારે દરેક માણુસ, પશુ, પંખી, વનસ્પતી વગેરેને પાણીની અગત છે ત્યારે તે પણ મોટા જથામાં હોવું જોઇએ?

જ૦—હાજી, નદી, નાળાઓ, ઝરાઓ અને નહેરો વગેરે પેદા કરી આપણને પાણી પુરૂં પાડવાની ગોઠવણ કીધી છે, એટલુંજ નહી પણ જમીનની અંદર પણ પુશ્કળ પાણી ખુદરતે

---

૧ ખોરશેદ નીઆએશ ફ. ૧૨. ૨ વંદીદાદ પર ૬ ફ. ૨૯.

રાખેલું છે.

સ૦—અસ્વચ્છ પાણીથી શું બીગાડો થાય ?

જ૦—માણસો અને ગોસ્પંદોના પીધામાં આવવાથી કેટલીક જાતનાં દુઃખ ઉત્પન્ન થાય. ઝાડપાનોમાં તેવું પાણી સીપવાથી તેનાં ફુળોમાં સરો પેદા થાય, ગદલાં પાણીથી ધોએલાં કપડાં પેહેરવાથી ફીર અને ખુજલી જેવાં દરદો થાય છે.

સ૦—પાણીની વખાણ કરવાનું જરથોશ્તી ધર્મનું ફરમાન શું છે ?

જ૦—અરદ્વિસુર નીઆએશમાં દાદાર અહુરમજદ કહે છે કે "અએ સ્પેતમાન જરથોસ્ત, મારાં તંદોરસ્તી આપનારાં, ગલીચાઇ દુર કરનારાં, અને ખુદરતના કાયદાને માન આપનારાં પાણીઓ તમામ લોકોને પુજવા તથા વખાણ કરવાને લાયક છે."[૧]

---

૧ અરદ્વિસુર નીઆએશ ક. ૨.

સ૦—જ્યાં જ્યાં પાણીની તંગી હોય ત્યાં પાણી પુરૂં પાડવાને માટે શું ઉપાય કરવા?

જ૦—કુવા, તળાવ, અને નેહરો ખોદાવી તે મુલકના લોકોને સુખ આપવું (દોલતમંદ માણસોની એ ફરજ છે) એમ કરનાર માણસના ફરોહરને અવસ્તામાં માન સાથે યાદ કીધાં. છે.[1]

સ૦—પાણી અને તે ઉપર મવકલ ફરેસ્તાની વખાણ કરવા વિષેનું આપણું ભણતર શું છે?

જ૦—આવાં અરદ્વિસૂર યષ્ટ તથા નીઆએશ.

સ૦—મહિનામાં કેટલી વાર અરદ્વિસૂર નીઆએશ ભણવાની ફરજ છે?

જ૦—અસ્પંદારમદ, આવાં, દીન, અશીશ્વંગ અને મારેસ્પંદ એ પાંચ દીવસોએ તથા ચાંદરાત અને પુનમને દિવસે પણ ભણવા દીનની કેતાબોમાં ફરમાવેલું છે.

સ૦—જે કોઇ જરથોશ્તી ધર્મમાં જણાવેલી રીતે

---

૧. અરદ્વિસુર નીઆએશ. ફ. ૬.

પાણીને પુજે તથા તેનો ઘટતો ઉપયોગ કરે તેને શું બક્ષેશ મળે છે?

જ૦—"તેને ઝળકાત અને નુર, તેને તનનું સુખ અને જોર, તથા ફતેહમંદી, તેને પુરતાં સુખની દોલત; તેને ચાલાક ફરજંદ, અને મરણ બાદ સૌથી સુખી જીંદગી."[1]

---

## હવા.

**અવસ્તા—વએમ અષવનૅમ યજમઇદે, વએમ ઉપરો કઇરીમ યજમઇદે.**

સાર—ઉપર કામ કરનાર વાએ યજદને તથા અશો અને પવિત્ર હવાને અમો પુજયે છીએ.[2]

---

સ૦—હવા એટલે શું?

જ૦—વા અથવા પવન. જે આપણી પૃથ્વીની આસપાસ ફરી વળેલો છે.[3] એ જાતે હવાઇ

---

1 યજશને હા ૬૮ ફ. ૧૦—૧૧.

2 રામ યશ્ત ફ૦ ૫. 3 રામ યશ્ત ફ૦ ૪૬.

છે. એને આપણે જોઇ શકતાં નથી પણ જ્યારે તે હીલચાલમાં વધારે હોય છે ત્યારે આપણાં દીલ ઉપરનાં કપડાં તથા ઝાડના પાંદડાં હીલે છે તે ઉપરથી આપણે એને પવન રૂપે પીછાંણીએ છીએ.

સ૦—હવાથી થતાં ફાયદા જણાવો ?

જ૦—દરેક પ્રાણી માત્ર હવા દમમાં લીધાથી જીવી શકે છે.[1] ઉન્હાલાના દિવસો ઉપર થંડો પવન માણસને આશીરવાદ સમાન થઇ પડે છે. હવાથી માણસોની તંદરોરતીમાં વધારો થાય છે. અને હવાને લીધેજ માણસો એક બીજાનું બોલવું સાંભળી શકે છે.

સ૦—કઇ હવાથી માણસને ફાયદો થાય?

જ૦—સોજી, સાફ, ચોખ્ખી અને સ્વચ્છ હવાથી.

સ૦—સોજી હવા કયાંથી મળે?

જ૦—જે જગા ગલીચ નહી હોય, જ્યાં કચરો, મેલ, નસો વગેરે પડેલો નહી હોય, જે

---

૧. રામ ચરત ફ૦ ૫૬.

જગાને વાડી, ઝાડીને પાણીનો છટકાવ કરી સાફ રાખેલી હોય, જ્યાં ઝાડ અને રોપાઓ ઉગેલા હોય તે જગાની હવા સોજી, તાજી અને ચોખ્ખી હોય છે.

સ૦—હવા શાની બનેલી છે ?

જ૦—મુખ્ય કરીને બે જાતના વાયુની તે બનેલી છે. તેમનાં નામ 'ઑક્ષીજન' અને 'નાઇ-ટ્રોજન' છે.

સ૦—ચોખ્ખી હવામાં કેટલો ભાગ 'ઑક્ષીજન' અને કેટલો 'નાઇટ્રોજન' છે.

જ૦—જો એ હવાના પાંચ ભાગ કરીએ તો તેમાંનો એક ભાગ 'ઑક્ષીજન' અને બાકીનો બધો ભાગ 'નાઇટ્રોજન' હોય છે.

સ૦—હવા આપણાં દમમાં જવાથી શું ફાયદો થાય છે ?

જ૦—દમમાં લીધેલી હવા આપણા ફેફસામાં જઇ લોહી સાથે મળી તેને ગતી આપે છે.

સ૦—જે હવા આપણે દમમાંથી બહાર કહાડયે

છીએ તે કેવી છે?

જ૦—તે હવા ઝેરી છે. તે પ્રાણીઓને નીરઉપયોગી છે, પણ ઝાડપાનોનો તે ખોરાક છે. પ્રાણીઓના દમમાંથી નીકળેલી હવા ઝાડપાને ચુશી લે છે.

સ૦—એ ઉપરથી આપણે શું સમજવું જોઇએ?

જ૦—આપણાં રહેવાના શેહર, ગામ કે ઘર આગળ ઠેકાણે ઠેકાણે ઝાડ છોડવાઓ વગેરે રોપાવવાં કે જેથી ત્યાં વસનારાઓને સોજી હવા મળે.

સ૦—ગંધીલી હવા રાખનારને શું ગેરફાયદો?

જ૦—ગંધીલી હવામાં રેહનાર માણસોને ઘણી તરેહના દુઃખ દરદો વેઠવાં પડે છે, જેથી તેઓની તંદરોસ્તીને નુકશાન થવાથી સારાં અને સવાબનાં કામો તેઓથી થઇ શકતાં નથી, અને તેથી ખોદાના તેઓ તકસીરવાર થાય છે.

સ૦—હવાને માટે ઇશ્વરની શોક્રગુજારી કરવાની શું આપણી ફરજ નથી ?

જ૦—દરેક દમ લેતાં આપણે ખોદાનો ઉપકાર માનવો જોઇએ. કારણકે આપણે દમ લઇ શકીએ તોજ હૈયાતી ભોગવી શકીએ.[1]

સ૦—હવાની શોક્રગુજારી કરવાનું ધર્મનું કાંઇ ફરમાન છે?

જ૦—હાજી, રામયશ્તમાં આવે છે કે "જે માણુસ હવાની શોક્રગુજારી કરે તેને પુર મરકીવાલો ગનામીનો દફે કરે નહી તથા દેવો અને જાદુગરો તેને હેરાન કરી શકે નહી."[2]



1. રામયસ્ત ફ૦ ૪૪. 2. રામયરત ફ૦ ૫૬.

# જમીન.

અવસ્તા—ઇમાંમ્ આઅત્ જામ...યા નાઍાબઇરતી.

સાર—આએ જમીન જે અમોને પોષણ આપે છે તેને અમો વખાણીએ છીએ.[1]

---

સ૦—જમીનનો અવસ્તા બોલ શું?

જ૦—"ઝૅમ" એટલે જમીન અથવા પૃથ્વી.

સ૦—જમીન ઉપરનો મવકલ ફરેસ્તો કોણ?

જ૦—સ્પેન્તઆરમઇતી, એટલે અસ્પંદારમદ અમષાસ્પંદ.[2]

સ૦—જમીન એટલે શું?

જ૦—જે ઉપર માણસ, પશુ, પક્ષી વગેરે રહી શકે છે, ઝાડ, છોડવા, વગેરે ઉગી શકે છે, તથા ડુંગર, પહાડ અને પર્વતો ટકી શકે છે

---

૧ યજશ્ને હા ૩૮ ફ૦ ૧. ૨. વંદીદાદ પર. ૨ ફ૦ ૧૦.

તે પૃથ્વી.[1]

સ૦—અવસ્તા જમાનામાં પૃથ્વીના કેટલા ભાગ કીધેલા હતા?

જ૦—સાત ભાગ જેને હપ્તોકર્ષ્વઈરીમ જામ્ (એટલે હફ્ત કેશ્વર જમીન) સાત ખંડવાળી પૃથ્વી કરી કહેતા હતા.[2]

સ૦—સાતે ખંડના નામ આપો ?

જ૦—અરેજહિ, સવહિ, ફ્રદધફ્ષુ, વીદધફ્ષુ, વૉઉરૂબરેશ્તી, વૉઉરૂજરેશ્તિ અને ખનિરથ બામી.[3]

સ૦—અવસ્તા પ્રમાણે પૃથ્વી કેવા આકારની છે?

જ૦—બોહોળી, ગોળ, ફરી વળવાને મુશકેલ.[4] પૃથ્વી ગોળ છે તેથી સુર્યનો પ્રકાશ તેના અરધા ભાગ ઉપરજ પડે છે.[5]

સ૦—જમીનની વખાણ કરવા માટે જરથોશ્તી

---

૧ ફરવરદીન યશ્ત ફ. ૯; ૨ યજશ્ને હા ૫૭ ફ. ૨૩. ૩ વંદીદાદ ૫ર. ૧૯ ફ. ૩૯. ૪ વંદીદાદ ૫ર. ૧૯. ફ. ૪. ૫ દીનકરદ (દસ્તુર પે. બે. સંજાના.)

ધર્મનું ફરમાન શું છે?

જ૦—અવસ્તામાં આવે છે "કે આએ જમીન જે આપણું પોષણ કરે છે તેને બીજા નારી જાતીના ફરેસ્તાઓ સાથે હમે આરાધ્યે છીએ"[1] "ઓ અશો હોમ, તારી બરદાસ્ત કરનારી માતા કે જે મોટા વીસ્તારવાળી, બોહળી, ફળદ્રુપ જમીન છે તેને હું વખાણું છું.?"[2]

સ૦—આપણી જમીન ગગનમાં શાના આધાર ઉપર ટકેલી છે?

જ૦—જમીનને કશાનો આધાર અથવા ટેકો નથી. જેમ આકાશ ઉપર ખોરશેદ અને મ્હાબોખતાર અધર રહેલા છે તેમજ જમીનનું પણ સમજવું.

સ૦—જમીન અધર છે તે વિષે અવસ્તાનું કાંઇ લખાણ છે?

---

૧ ઇજશને હા ૩૮ ફ. ૧. ૨ ઇજશને હા ૧૦ ફ. ૪.

જ૦—હાજી, અવસ્તામાં અહુરમઝ્દ કહે છે કે "મારી બનાવેલી, બોહળી, મોટી, પુષ્કળ જથ્થો ધરાવનારી, ધર્તી માતા જે આએ દુન્યાં છે, જે પુષ્કળ ઘાસચારા સાથના તથા ઘણાં પાણીવાળા પહાડો ધરાવે છે તેણીને હું ટેકવી રાખું છું."[1]

સ૦—અવસ્તામાં જમીનને માતા તરીકે ગણી છે તેની મતલબ શું?

જ૦—જમીનને અવસ્તામાં. "બરદાસ્ત કરનારી માતા" કહેલી છે તેનું કારણ એ કે પૃથ્વિના જેવી સહન શક્તિ ધરાવનાર બીજી કોઇ માતા નથી. જેમ એક માતા પોતાના ગમે એવાં મસ્તીખોર બચ્ચાંની બરદાસ્ત કરી તેને ખાવા પીવાનું આપીઆ વગર રહેતી નથી, તેમ જમીન માતા તેની ઉપર નુકશાન કરનાર તથા તેને બગાડનારને પણ ખોરાક પાણી આપ્યા વિના રહેતી નથી.

---

૧. ફ્રવરદીન યશ્ત ૬. ૯.

સ૦—અવસ્તા પ્રમાણે કઇ જમીન ઘણી ખુશાલ છે?

જ૦—"અશો માણુસની ઇજશને કરવાની જગા, બચ્ચાં છોકરાંવાળા અશો પુરૂષનું રહેઠાણ, આતશની જાળવણી કરનારનું ઘર, ખેતીની જમીન, અને જે જગા ઉપર ગાય ઢોર ઘણાં જન્મે અને ઘણું ખાતર કરે તે જમીન અવસ્તા પ્રમાણે ઘણી ખુશાલ રહે છે."[૧]

સ૦—કયા કયા શખ્સો જમીનને ખુશાલ કરે છે?

જ૦—"લાસોને કબરમાંથી ખોદી કહાડનાર, કબરોને ભાંજનાર, ખરફસ્તરોના દર સાફ કરનાર, ખેતી કરનાર, જમીન ઉપર પાણી સીપનાર અને તેને માફકસર સુકાએલી કરનાર, લાયક માણુસોને જાગીરો ભેટ કરનાર, તથા તેઓને સંકટમાંથી છોડવનાર

---

૧ વંદીદાદ ૫ર. ૩ ફ. ૧–૬.

શખ્સો અવસ્તા પ્રમાણે જમીનને ખુશાલ
કરે છે.[1]

સ૦—કઇ કંઇ જગા નાખુશ છે?

જ૦—દોઝખની જગા, અશો માણસનું રવાં
થયું હોય તે, ગલીચાઇ એકઠી થઇ હોય
તે, બુતપરસ્તોનું રેહઠાણુ, નસો દાતવાની
જગા, પાપી માણસનું મકાન, ખરફ્સ્તરોના
ખાડા, બેહદીનોના હાથમાંથી જુદદીનનાઓને
હાથ ગયેલી જગા, વસ્તીવાળી જગાનું
ઉજડ થવું, અને જે જગા ઉપર મુંવેલા
માણસનું રૂદન થતું હોય તે સઘળી જગાએ
"મીનોખેરદ" પ્રમાણે નાખુશ છે.

સ૦—શા સારૂં અવસ્તામાં જમીનની વખાણ
કરવામાં આવેલી છે?

જ૦—આપણાં પોષણને માટે આપણે જમીનનેજ
આભારી છીએ, જાત જાતના અનાજ
ભાજી, તરકારી, નીરમળ પાણીના ઝરા, ઘે

---

૧ વંદીદાદ પર. ૩ ફ. ૧૨–૩૪.

સંગારનો બધો સામાન, તથા પેહરવાનાં જાત-જાતનાં કપડાં, વગેરેની ઉત્પત્તિ જમીનમાંજ થાય છે, એટલા વાસ્તે આપણા ધર્મે જમીનની વખાણ કરવાનું ફરમાન આપેલું છે.[1]

સ૦—જમીન માણસોને કાંઇ દુઆ કરે છે કે?

જ૦—હાજી, તેને ખુશાલ કરનારને તે આશીરવાદ દેછે[2] અને નાખુશ કરનારને શ્રાપ દેછે.[3]

સ૦—જમીનની વખાણ કરવી એટલે શું?

જ૦—જમીનમાંથી ઉત્પન્ન થતી તમામ પેદાયશને વધારવી, ઉગાડવી, ખેતી કરવી, તથા એ સઘળી ઉત્પન્ન થયલી ચીજો માણસ જાતના ઉપયોગમાં આવે તેમ કરી કુદરતનાં કામમાં મદદ કરવી.[4]



---

૧ વંદીદાદ પર. ૨૧ ફ. ૧; ૨ વંદીદાદ પર. ૩ ફ. ૨૭; ૩ વંદીદાદ પર. ૩ ફ. ૨૮-૨૯; ૪ વંદીદાદ પર. ૨૧ ફ. ૭.

# ઉરવર.

**અવસ્તા—નેમો ઉરૂવઇરે વઙુહિ મજ઼્દધાતે.**
**સાર**—આએ અહુરમજદના પેદા કીધેલા ભલાં ઓરવર તુંને નેમાજ હોજો.[1]

---

**સવાલ**—ઉરવર એટલે શું?

**જવાબ**—ઝાડપાન તથા સઘળી જાતની વનસ્પતી.

**સ૦**—ઉરવર કયાંથી અને કેમ મલે?

**જ૦**—જમીનમાં વરસાદ પડવાથી પુસ્કળ ઝાડ છોડવાઓ, અનાજ, ફુલ, ફળ અને મેવો પાકે છે. એ મેળવવા માટે આપણે જમીન અને પાણીના ઉપકારી છીએ.

**સ૦**—ઉરવરથી થતા ફાયદા જણાવો.

**જ૦**—આપણો ખોરાક અને પોશાક એથી છે, એથી તનદરોરસ્તી અને રાહત મળે છે, આપણા ઘરબાર, વાડી, ગાડી, કબાત, પેટી

---

1 વંદીદાદ પર. ૧૯ ફ. ૧૮.

અને ઘર સંસારનો સઘળો સામાન એનોજ બને છે, જાત જાતનાં દરદોની દવાની ઉત્પતી એમાંથીજ થાય છે અને પ્રાણી માત્રની જીવન શક્તિનો આધાર ઉરવર ઉપર છે.

સ૦—જરથોશ્તી ધર્મે ઝાડપાનની વખાણુ શું સબબસર કીધી છે?

જ૦—ઉપર જણાવેલો બેશુમાર ફાયદો મેળવવા માટે અવરતામાં ઝાડપાનની સ્તુતી અને વખાણુ કરવામાં આવી છે.

સ૦—આપણી ધર્મ ક્રિયામાં કયાં કયાં ઉરવરની અને કયે કયે ઠેકાણે અગત છે?

જ૦—યજશનેની ક્રિયા કરતી વેળા ખજુરીની 'પાતરી'; હોમસળી અને દારમની ડાંખળીની અગત, આફ્રીનગાન ભણતી વેળા ફુલ અને ફળની અગત, નવજોત નાવર અને લગન ક્રિયામાં દારમરીના ઝાડની 'પાતરી'ની અગત. વળી આતશ ઉપર સુખડ અને કાથી બાળવાની અગત્ય છે. એ વગેરે

દરેક બીજી ક્રિયાઓમાં ઉરવરની અગત
પડે છે.

સ૦—જો ખોદાએ વનસ્પતી જેવું કાંઇ નહી પેદા
કીધું હતે તો?

જ૦—માણુસોને ખોરાક અને પોશાક મલી શકતે
નહી, જમીન અને પહાડો શોભી શકતે નહી,
બધે ગલીચી અને ગંદવાર પંથરાઇ રેહતે,
સોજી હવા મળી શકતે નહી, જેથી તમામ
જાનદાર પેદાયશ જીવી શકતે નહી.[1]

સ૦—ત્યારે ઉરવરની આરાધના કરવામાં આપણે
શું ખોદાને ખુશી કરતા નથી?

જ૦—ઉરવરની આરાધના કરવાથી બેશક આપણે
(ખુદ) ખોદાને ખુશી કરીએ છીએ,
કારણકે ઉરવર એ ખોદાની પેદા કીધેલી
બીજી ઉમદા પેદાયશોમાંની એક છે.[2]

સ૦—ઉરવર ઉપર મવક્કલ ફરેસ્તો કયો છે?

---

૧ રામયશ્ત ફ. ૫૬. ૨ ઈજશ્નને હા ૧૯ ફ. ૧.

જ૦—અમરદાદ અમષાસ્પંદ. જો વનસ્પતી સાથે કાંઇ ગુનાહ કીધો હોય તો અમરદાદ અમષાસ્પંદ નાખુશ થાય છે.

સ૦—વનસ્પતી સાથનો ગુનાહ તે શું?

જ૦—ઝાડ અને છોડવાઓને વિના કારણે કાપી નાખવા, કાચાં ફળ તોડવાં, દવાઇનો ગુણ ધરાવતા પાળાઓ અશો માણસને નહીં આપવા, મેવાનાં ફળો અશો માણસને ન આપતાં દરવંદને આપવાં, એ વગેરે બીજાં ગુનાહો ઉરવર સાથે થઇ શકે.[1]

સ૦—અવસ્તામાં કયા કયા ઝાડ પાળાઓ વખણાએલા છે?

જ૦—**હોમ, ગઓકૅરૅન, વૉહુગઑન, વૉહૂ-કૅરૅતી, હધાનએપત અને ઉરૂવાસનિ.**

સ૦—હોમ વિષે તમે શું જાણો છો?

જ૦—એ પાળો હોમ નામના એક દસ્તુરે શોધી કાહાડી તેને છુંદીને રસ કહાડવાની ક્રિયા

---

૧ પતેત ઈરાની.

કીધી હતી[1] અને આજેબી દરેમેહેરમાં હોમ- ની ક્રિયા થાય છે અને હુઓમો દુરઓષ એટલે કે દુ:ખ દરદને પછાત રાખનાર હોમ કરી કહે છે.[2] ક્રિયા કરીને બનાવેલા હોમને રસ ઘણો ગુણકારક છે, તેનો ફાયદો ને માણસનેજ મળી શકે છે.

સ૦—ગઓકૅરૅનનો ખુલાસો કરો.

જ૦—એ ઝાડ વોઉરૂકશ દરીઆમાં ઉગે છે એને 'હુઓમે સફેદ' કહે છે. રસ્તા- ખેજને વખતે એ ઝાડ ઘણું ઉપયોગી થઇ પડશે એમ કહે છે.[3]

સ૦—વોહૂગઓન, ઉરૂવાસનિ, વૅાહૂ કૅરૅતિ અને હધાનએપત્ એ શું છે?

જ૦—એ ખુશબોદાર ઝાડો છે જેનાં લાકડાંના ધુંધથી રીમન થએલું ઘર પવિત્ર કરવું વંદીદાદમાં ફરમાવેલું છે.[4] સુખડ, લોબાન

---

૧ મેહેર યશ્ત ફ. ૮૮. ૨ ઈજશને હા ૧૦ ફ. ૨૧. ૩ બુનદેહશ. ૪ વંદીદાદ ૫ર. ૮ ફ. ૨-૩

અગર તથા દારમના ઝાડનું લાકડું એવો એ દરેક બોલનો જુદો જુદો અર્થ કરવામાં આવેલો છે.[1]



## ગોસ્પંદ.

**અવસ્તા—યથા આત્ યજમઇદે ગેઉશ્ ઉર્વાનૅમચા...આઅત ઉરૂનો પસુકનામચા.**[2]

**સાર**—આ પ્રમાણે અમાં અમો ગોસ્પંદના અને પશુઓના રવાનને આરાધ્યે છીએ.

---

સ૦—ગોસ્પંદ એટલે શું?

જ૦—માણસ જાતને ઉપયોગી ચોપગાં જનાવરો જેવાં કે ગાય, બળદ, ઘોડ, ઉંટ, હાથી, બકરાં, મેંઢાં વગેરે.

સ૦—ગોસ્પંદો માણસ જાતને શું ઉપયોગી છે?

---

૧ વંદીદાદ, ફરગર્દ ૧૩, ૭. ૨ ઈજરાને હા ૩૯ ક. ૧.

જ૦—તેઓનાં દૂધ, દહી, માખણ, ઘી વગેરે આપણો ખોરાક છે. તેઓ હળ ખેંચી ખેતીના કામમાં મદદ આપે છે, તેઓના ઉનના જાતજાતના કપડાં બને છે, ગાડીમાં જોતરવા, સ્વારી કરવા તથા બીજાં દરેક માણસને સુખ અને સગવડ આપવાનાં કામમાં તેઓ ઉપયોગી થઇ પડે છે.

સ૦—આપણી ધર્મ ક્રિયામાં કયાં જાનવરોની ઘણી અગત છે?

જ૦—ગોધો, બળદ અથવા ગાય,[1] જેઓના દૂધ અને નીરંગ વગર આપણા ધર્મની કોઇબી ક્રિયા થઇ શકતી નથી.[2]

સ૦—નીરંગ દીનની ક્રિયામાં કેવા પ્રકારના ગોધાની અગત છે.

જ૦—તદન સફેદ, એક બાળ પણ કાળો હોવો નહીં જોઇએ. જેને આપણે 'વરસીઓ' કરી ઓળખીએ છીએ તેવા

૧ વંદી. પર. ૧૯ ફ. ૨૧; ૨ વંદીદાદ પર. ૭ ફ. ૭૭.

ગોધાની અગત છે.

સ૦—જ્યારે ગોરપંદો આપણુને એટલાં બધાં ઉપયોગી છે ત્યારે તેઓ તરફ આપણી ફરજ શું છે?

જ૦—તેમને દુ:ખ અને ઇજા પહોંચાડવી નહી,[1] તેઓને મારી નાંખવાં નહી,[2] તથા હદથી જ્યાદા કામ તેઓ પાસે કરાવવું નહી.

સ૦—ગોરપંદોની પરવરસી કરવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન શું છે?

જ૦—ગવે નેમો, ગવે ઉગ્રધેમ, ગવે વૅર-થ્રૅમ, ગવે ખરૅથૅમ, ગવે વસ્ત્રૅમ્ ગવે વૅરૅઝ્યાતાંમ્ તાંમ ને ખરૅથાઇ ફ્રુષુયો.

સ૦—એનો અર્થ કહો.

જ૦—"ગાએ ગોરપંદને માટે નેમાજ, ગાએ ગોરપંદને માટે સારા સખુન, ગાએ ગોરપંદને માટે ફત્તેહ, ગાએ ગોરપંદને માટે

---

૧ વંદીદાદ પર. ૯ ફ. ૪૨; ૨ વંદીદાદ પર. ૭ ફ. ૨૭.

ખોરાક અને વસ્ત્ર (આપણે પુરાં પાડવાં જોઇએ) તથા તેઓને સુખ આપવાને વાસ્તે આપણે મહેનત કરવી જોઇએ કારણ કે તેઓ આપણા ખોરાકને માટે વધારો કરનારાં છે."[1]

સ૦—ગોસ્પંદો ઉપર મવકલ અમષાસ્પંદ કયો?

જ૦—બેહમન અમષાસ્પંદ.

સ૦—ગોસ્પંદો સાથે ગુનાહ થયો હોય તેનો પસ્તાવો શું છે?

જ૦—"ગોસ્પંદોને જો મેં માર્યા અથવા કાંઇ જુલમ ગુજાર્યો હોય, તેઓને બેઇનસાફીથી કાપ્યાં હોય, વખતસર ઘાસ ચારો નહી નાખ્યો હોય, જુલમગાર લોકોથી મેં તેઓનો નહી બચાવ કીધો હોય, તાઢની મોસમમાં મેં તેઓને થરથરતાં રાખ્યાં હોય, અને ગરમીની મોસમમાં સારી હવાવાળી જગ્યાએ નહી રાખ્યાં હોય, જેથી બેહમન અમષા-

---

1 ઈજશને હા ૧૦ ફ. ૨૦.

સ્પંદને નાખુશ થવાનું મેં કારણ આપ્યું હોય, તો તે ગુનાહથી પતેત કરીને પશેમાન થાઉં છું." [૧]

સ૦—ગોસ્પંદથી ઉલટું શું?

જ૦—ખરફસ્ત્ર, નુકસાનકારક પ્રાણીઓ જેવાં કે વરૂ, સાંપ, કીડા, મકોડા, માંખ ઇત્યાદી એઓને મારીને હાંકી કહાડવાનું જરથોસ્તી ધર્મે ફરમાવ્યું છે. [૨]



## સચ્ચાઇ.

અવસ્તા—અરષુખ્દો વાક્ષ યાહિ વૅરૅથ્રજાંસ્તૅમો.

સાર—સાચો બોલેલો સખુન ઘણો ફત્તેહ આપનારો છે. [૩]

---

સ૦—જરથોસ્તી ધર્મનો અર્ક શું છે?

---

૧ પતેત ઇરાંની. ૨ વંદીદાદ ૫૨. ૭-૮.
૩ સરોશ યશ્ત હાદોખ્ત ક. ૧.

જ૦—હુમત, હૂખ્ત અને હુવર્શ્ત એટલે સાચા વિચાર કરવા, સાચી વાણી કહેવી, અને સાચાં કામ કરવાં.

સ૦—સચ્ચાઇ તે શું?

જ૦—આપણે જોયલું, સાંભળેલું કે કીધેલું, જેમ હોય તેમ, તેમાં કશો પણ વધારો કે ઘટાડો કર્યા વિના બીજાઓને કેહવાને ઇચ્છવું, તેમજ કહેવું અને કરવું તેનું નામ સચ્ચાઇ.

સ૦—અશો જરથોશ્તના સચ્ચાઇ વિશેનાં થોડાંક ફરમાનો આપો?

જ૦—આપણા વડા ગુરૂ અશો જરથોશ્તે પોતાના ધર્મ પુસ્તક અવસ્તા ભાષામાં સચ્ચાઇ વિષેનાં ફરમાન જગેજગ આપેલાં છે, હુમત હૂખ્ત અને હુવર્શ્ત જરથોસ્તી ધર્મ પુસ્તકોનો અર્ક છે, "આશુખ્દા વાક્ષ,"[1] "અૅરૅષ્ વચો," "અરૅજાશ્

1 ચસ્ત.

પથો"[૧] એ અશો જરથોસ્તનો મુદ્રાલેખ છે, સચ્ચાઇજ સર્વોતમ સદગુણ છે[૨] એમ આપણે દરેક જંદગીની શરૂઆતમાં ભણીએ છીએ.

સ૦—સાચો માણસ સુખી છે અને જૂઠો દુ:ખી છે એ વિષેના અશો જરથોસ્તના વચનો કહો ?

જ૦—"**દરેઘેમ દરૅગ્વોદેબ્યો રષો સવચા અષવબ્યો.**" "જૂઠાને લાંબો વખત સુધી દુ:ખ ભોગવવું પડશે તથા સાચાને તેની સચ્ચાઇને લીધે છેલ્લે અંતે સુખ મલશે."[૩]

સ૦—અશો જરથોસ્ત સચ્ચાઇ વિશે બીજું શું કહે છે ?

જ૦—તે સાહેબ અવસ્તામાં ફરમાવે છે કે "સચ્ચાઇથીજ અહુરમજદને પહોંચી શકાય છે,"[૪] "સાચા રસ્તામાં અહુરમજદ

---

૧ ગાથા. ૨ અષેમ વોહુ. ૩ યજશ્નને હા ૩૦ ફ. ૧૧. ૪ ઈજશ્નને હા ૬૦ ફ. ૧૨.

રહે છે,"[1] "અંતે સત્યનો જય છે"[2] અને "સચ્ચાઇથીજ બેહસ્ત મળે છે."[3]

સ૦—ગમે તેવું દુ:ખ અથવા નુકશાન થવાની ધાસ્તી છતાં અને અશો જરથોસ્તે સચ્ચાઇ તરફ વળગી રહેવાનો દાખલો આપો ?

જ૦—અશો જરથોસ્તને જૂઠાં તરફ લઇ જવાને દેવોના સરદાર અંગ્રોમઇન્યુશની સઘળી કોશેશો નીષ્ફળ ગઇ ત્યારે તેણે તે પાક નરને ધન, દોલત, સત્તા અને પાદશાહી વટીક આપવા માંગી કે તે સચ્ચાઇને છોડે[4] પણ જેનું નામ કે સાચો જરથોસ્ત તેણે તે નાપાક દેવોની એવી લાલચોને તુચ્છકાર સાથે ધીક્કારી કાઢી.[5]

સ૦—એ લાલચો તુચ્છકારી કાઢતાં અશો જરથોસ્તે શું કહ્યું ?

---

૧ ગાથા. ૨ ઈજશને હા ૩૦ ફ. ૧૧. ૩ વીસ્પ હુમત. ૪ વંદીદાદ ૫ર. ૧૯ ફ. ૬. ૫ વંદીદાદ ૧૯ ફ. ૯.

**જ૦—નોઇત્ હે અપસ્તવાને વરૂહુઈમ્ દએનાંમ્ માઝ્દયસ્નીમ નોઇત્ અસ્તચ નોઇત્ ઉશ્તાનેમ્‌ચ નોઇત્ બઓધસ્ત વીઉિરૂવીસ્યાત્.**

સ૦—એનો સાર કહો?

જ૦—અશો જરથોસ્ત ગનામીનોને હિંમતથી કહ્યું કે "અગરજો સચ્ચાઇ ખાતર મારાં હાડકાં જુદા પડે, મારી બુધી ગુમ થાય, અથવા મારો જાન વટીક જાય તોબી હું સચ્ચાઇને છોડીશ નાહી."[1]

સ૦—દુન્યામાં આપણે કેટલીકવાર જુઠાં માણસોને માન મેળવતાં જોઇએ છીએ તેનું કેમ?

જ૦—આગે દુન્યામાં કેટલીક વાર જુઠાંઓ માન મેળવે છે, જુઠો ઇનસાફ કરનાર સાચામાં ખપે છે અને નીરદોષ માણસો દોષીત ઠરે છે એ ખરૂં પણ તે માન

---

૧ વંદીદાદ ૧૯, ફ. ૭.

તકલીફી અને થોડા વખતનું છે, અને જ્યારે અંતે સત્ય પ્રકાશી નીકળે છે ત્યારે તેવા ઠગારાઓ મહા દુ:ખ પામે છે. તેથી આપણે સચ્ચાઇને ખાતર અશો જરથોસ્તની માફક થોડા વખતનું દુ:ખ સોસવું અને જાથુકનું સુખ મેળવવું.[1]

સ૦—શું ગરીબોએ પોતાના પેટને ખાતર જુઠું બોલવું?

જ૦—નહીજી. ગમે એવી લાચારી યા ગરીબીમાં પણ સચ્ચાઇનેજ વળગી રહેવું. અશો જરથોસ્ત પોતે ગરીબ અવસ્થામાં "કુમનફૂઠવા"[2] હતા, તોપણ પૈસાની લાલચને વાસ્તે જુઠું બોલ્યા નહી અને પોતાનો ઉપયોગ રાસ્ત રાહે ચાલુ રાખ્યો, સચ્ચાઇને ખાતર તથા મજદયસ્ની દીનની ચઢતીને ખાતર ગરીબાઇનું સંકટ વેઠયું, કારણ કે એવણ ખાત્રીથી માનતા હતા

૧ યજશને હા ૩૧ ફ. ૧૩-૧૪; ૨ ઈ. હા ૪૬ ફ. ૨.

કે માહઝ્ઝાની અહુરમજદ સારૂં અને માહું સર્વ જુએ છે અને જાણે છે[1] તથા અંતે નેકીનો જય છે.[2] એવા સાચા એતેકાદથી અંતે એવણુની ફતેહ થઇ અને બુરા દુશ્મનો ઉંધા પડયા[3] માટે દરેક જરથોસ્તીએ જો પોતાના ગુરૂની માફક ફત્તેહ મેળવવી હોય તો ગરીબાઇમાં પણ સચ્ચાઇથી વેગળા જઇ પેટને ખાતર પાપ કરવું નહી.

સ૦—અશો જરથોસ્તે સચ્ચાઇથી શું ફાયદો મેળવ્યો?

જ૦—ઇરાનના નામીચા શેહનશાહ કયાંની ગુશતાસ્પે, તેની રાણી હુતોશીએ, તથા તેના બેટાઓ અસ્પંદીઆર અને પેશુતન વગેરેએ તેવણુની સચ્ચાઇ પીછાનીને પોતાના ગુરૂ અથવા પેગામ્બર તરીકે કબુલ રાખ્યા

---

૧ ઈ. હા ૩૧, ફ. ૧૩. ૨ ઈ. હા ૩૦ ફ. ૧૧.
૩ વંદીદાદ પર. ૧૯, ફ. ૪૭.

અને આખી શહેનશાહતમાં જરથોશ્તી દીનનો ફેલાવો કીધો.

સ૦—અશો જરથોશ્તના જેવા સાચા થવું હોય તો આપણે શું કરવું?

જ૦—ગમે એવું દુ:ખ, આફત, સંકટ યા નુકશાન થવાની ધારતી હોય, તેની દરકાર ન કરતાં સચ્ચાઇનેજ વળગી રહેવું. બીજાઓને સચ્ચાઇથી ચાલવાની સલાહ આપવી અને સચ્ચાઇને ખાતર જે દુ:ખ આવી પડે તેને ખુશીથી ખમવું, કારણ કે સચ્ચાઇને ખાતર દુ:ખ ખમનારનો આત્મા ખુશી રહે છે.

સ૦—અશો જરથોશ્તે સમજાવ્યું તે બધું સાચુંજ હતું તેની સાબેતી શું?

જ૦—ઇરાનના નામીઆ શેહનશાહ તથા તેની તમામ રૈયતે અશો જરથોશ્તની સચ્ચાઇ પીછાનીને પોતાના પેગામ્બર અને ગુરૂ તરીકે કબુલ કીધા તેને આજે હઝારો વરસ થઇ ગયા છતાં, તથા જરથોસ્તી શેહનશાહતની

નીરતી છતાં, તેમજ દીન દુશમનોના જુલમ છતાં એ ધર્મની સચ્ચાઇ આજ પર્યંત વખણાતી આવી છે, એટલુંજ નહી પણ પારકા ધર્મના કામેલ અભ્યાસીઓ તથા ધર્મગુરૂઓ ઉંચું મત આપી ગયા છે.

સ૦—પારકા મજહબના વિદ્વાનો આપણા ધર્મની શું વખાણ કરી ગયા છે તેના થોડાક દાખલા આપો?

જ૦—"એકત્રીઆનો જરથોશ્ત જે જે શિખવી ગયો છે તે ખોદાઇ, રાસ્તી અને ચોખ્ખું છે"[1] "પેલો બલ્ખનો દાનાવ પુરૂષ જરથોશ્ત કે જેણે લોકોને ભલી દીનની નેક રાહ બતાવી તે જો હયાતીમાં નહી આવ્યો હતે તો તમામ આદમીઓનો એતેકાદ કેવી ડામાડોળ હાલતમાં રહ્યો હતે તે વિષેનો પુરતો ખ્યાલ આપણાં મનમાં ઉતરી શકતો નથી."[2] "જરથોશ્તી ધર્મ એવો તો ચોખ્ખો નરો

---

૧ 'લોર્ડ બાઈરન.' ૨ "મીસ ફ્રાન્સીસ કોબ."

અને બુજોગ છે કે જેને સુધરેલી દુન્યા તરફથી હમેશ માન મલવુંજ જોઇએ અને એ ધર્મ પાળવા માટે દરેક જરથોસ્તી મગરૂર રહી શકે."[1] "ખોદાના કસમ ખાઇને કહું છું કે જે કોઇ જરથોસ્તી ધર્મ નહી ધરાવે તે કદી પણ બેહસ્તનો રસ્તો જોઇ શકે નહી."[2]



## ધર્મ.

અવસ્તા—ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુરત્કએશો.

સાર—"હું મજ્દયશ્ની, જરથોશ્તી, દેવથી જુદો અને અહુરમજ્દી ધર્મ પ્રમાણે ચાલનાર થવાનો એકરાર કરૂં છું."

---

સ૦—ધર્મ એટલે શું?

જ૦—પાક અહુરમજ્દ તરફ પૂર્ણ ભક્તિભાવ, તથા તેની પિછાંન કરવાની શિખામણ

---

૧ આરથર હેન્રી બલીક. ૨ રીરદોશી.

લેવાનું સાધન, સુખમાં શોક્રગુજાર થવાનું અને દુઃખમાં મદદ માંગવાનું હથિયાર, નેકી અને ભલાઇનો રસ્તો દેખાડનાર રેહબર, તથા બદી અને બુરાં કામોથી દુર રાખનાર સાથી; ટુંકમાં આ દુન્યામાં માણસે જન્મ લીધા પછી તેણે જે જે ફરજો બજાવવાની છે તે ફરજો વીષે તથા માણસને નેક રસ્તે દોરવવા માટે શિખામણ આપનારૂં શાસ્ત્ર તે ધર્મ છે.

૧૦—અહુરમજદ તરફ ભક્તિભાવ કેવી રીતે રાખી શકાય ?

૧૦—ધર્મ પુસ્તકોમાં જણાવેલા તે સાહેબના દરેક હુકમોને માન આપવાથી. મુખ્ય કરીને અશોઇની પેદાયશનો વધારો કરવાથી, માબાપ, ઉસતાદ, સગાંસ્નેહીઓ અને સર્વ ઇનસાન જાત તરફ પોતાનો શું ધર્મ (ફરજ) છે તે શીખી સમજીને તે પ્રમાણેની ફરજ બજાવવાથી ખોદા તરફ ભક્તિભાવ રાખી શકાય.

સ૦—ખોદાતાલાના હુકમોને માન આપતાં આપણે ક્યાંથી શીખ્યે?

જ૦—આપણાં ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવાથી.

સ૦—આપણાં ધર્મ પુસ્તકો કઇ ભાષામાં લખાએલાં છે?

જ૦—અવસ્તાએ જંદ ભાષામાં. તેમજ વળી પહેલવી, પાજંદ અને ફારસી ઝબાનોમાં પણ કેટલાંએક લખાણો મળે છે.

સ૦—સૌથી પુરાણાં અને ભરોસો રાખવા જોગ લખાણો ક્યાં?

જ૦—અવસ્તા કે જેમાં ઇજશને, વંદીદાદ, વીસ્પરદ અને ખુરદે અવસ્તા વગેરે આવેલાં છે.

સ૦—એ પુસ્તકોનો અભ્યાસ કરવાથી આપણે શું શું શીખ્યે છીયે?

જ૦—ખોદાને ઓળખતાં, સાચ્ચાંને ચહાતા, જુઠાંને ધીક્કારતાં, પોતાને પિછાનતાં અને સુધારતાં, બદ હવસોને મારતાં, સુખથી છલકાઇ ન જતાં અને દુઃખથી નીરાશ ન થતાં

દયાળુ નમનતાઇવાળાં અને સદગુણી થતા શિખ્યે છીએ.

સ૦—ધર્મનો અભ્યાસ કરવાની આપણને ફરજ કાંય છે?

જ૦—મીનો અને ગેતી એટલે આઍ અને પેલી દુન્યા વિષેનું જ્ઞાન, આપણો આત્માં, તેને મળનારો ભલાઇનો બદલો બેહશત અને બુરાઇનો બદલો દોઝખ, તે વિષેની સમજણ, આપણે કોણ? કયાંથી આવ્યાં? અને કયાં જવાના? આપણા પેદા કરનાર સાથે આપણો શું સંબંધ? તે સાહેબ સર્વ જુએ છે અને જાણે છે એ બધી વાત ધર્મ શીખવે છે. વળી ધર્મ માણસને આઍ દુન્યાનાં નાપાએદાર સુખના ખ્યાલી વિચારોમાંથી કાઢીને પેલી મીનોઇ તથા પાયદાર સુખવાલી દુન્યાનો પવિત્ર ખ્યાલ કરાવે છે. એટલા વાસ્તે ધર્મની કેળવણી લેવાની અને તેનો

અભ્યાસ કરવાની ફરજ છે.

સ૦—મજદયસ્ની ધર્મ આપણને કેવાં કામો કરવા ફરમાવે છે?

જ૦—દરેક માણસે સપેનામીનોની પક્ષમાં રહીને દુન્યાની વૃદ્ધિ થાય તેવાં અષોઇના કામો કરવાં, દુન્યાને નિરૂપયોગી ચીજ અથવા જાનદાર ખરફસ્તરોનો તેમજ સઘળા દુર્ગુણોનો નાશ કરી ગનામીનોની બુરી શક્તીને તોડવી.[1]

સ૦—આપણાથી જુદો ધર્મ પાલનારાઓને આપણે શું કહીએ છીએ?

જ૦—"અન્યો વર્ન" અથવા "અન્યો તકએષ" એટલે જુદી વરણના તથા જુદો ધર્મ પાળનારા.

સ૦—એવા લોક તરફ આપણી શું ફરજ છે?

જ૦—કોઇ પણ રૂપમાં જેઓ યજદાંપરસ્તી કરતા હોય તેઓ તરફ માનથી વર્તવું એ

---

૧ ઈ૦ હા ૩૦.

આપણો ધર્મ છે. આપણાથી જુદો ધર્મ પાળનારા, પણ જેઓ સદ્દગુણી અને સાચ્ચા છે તેઓ પોતાની રૂડી કરણીને લીધે માન મેળવવાને લાયક છે. તેઓને દરવંદ અથવા બુરા કહીને ધીક્કારવા નહી જોઇએ.

સ૦—દરવંદ કોણને કહેવો?

જ૦—જે માણસ જરથોસ્તી ધર્મના નેક રાહે[1] ચાલવાનાં ફરમાનોથી આડો જાય, બુરાં કામો કરે તથા અનીતિવાન હોય પછી તે માજદયસ્ની જરથોસ્તી ધર્મ પાળનારો હોય યા નહી હોય તોપણ તેને દરવંદ કહેવો; કારણ કે દરવંદનો અર્થ અવસ્તામાં બુરો, પાપી અથવા દુષ્ટ માણસ કરી થાય છે.[2]

સ૦—આપણા ધર્મની જાળવણી કેવી રીતે કરવી જોઇએ?

---

૧ વંદીદાદ પર. ૧૬, ફ. ૧૮; ૨ ગાથા. વંદીદાદ વગેરે.

જ૦—જેવી રીતે આપણે વડીલો અને બાપ-દાદાઓથી મળેલી દોલતને વધારવા અને જાળવવાની સંભાળ લઇએ છીએ તેવીજ બલકે તે કરતાં પણ વધારે આપણા બાપીકા ધર્મની જાળવણી અને સંભાળ કરવાની આપણી ફરજ છે?

સ૭—પોતાના ધર્મને તજનાર તથા તેની હસી કરનાર કેવો છે?

જ૭—પોતાના ધર્મની હસી કરનાર પોતાના બાપદાદાઓની હસી કરે છે, પોતાના ધર્મને ધીક્કારનાર પોતાના બાપદાદાને ધીક્કારે છે, પોતાના ધર્મને તજનાર, પોતાની અને પોતાના બાપદાદાઓની આબરૂને તજે છે; પોતાનો ધર્મ તજીને તે જે ધર્મમાં જાય છે તે તે ધર્મ પાળનારાં તેમજ તેનાં અસલી ધર્મવાળાં બન્ને લોકો તેના ઉપર શકની નજરથી જુએ છે. તેની હાલત પેલા ઇસપ નીતિની કથામાં જણાવેલા મોરનાં પીછાં-

માંના કાગડાના જેવી થાય છે.

સ૦—પોતાના ધર્મ તરફ દરેક જરથોશ્તીની શું ફરજ છે?

જ૦—દરેક દીનદાર જરથોશ્તીએ પોતાનો ધર્મ જે પેગમ્બર જરથોશ્ત સ્થાપી ગયો છે તેની ઉપરજ મક્કમ રહેવું, તેને વધારવા અને ફેલાવવાની કોશેશ કરવી. ગમે એવાં દુઃખ અને આફતમાં પણ ધર્મનો પક્ષ છોડવો નહી, ધર્મના બચાવને ખાતર બુરાઓની સામે બળતવારીથી લડવું, આપણા અસલી નેઆગાનોએ પોતાના પ્યારા ધર્મને ખાતર માલ ખજાંનો, ઘરબાર, વાડી ગાડી, અને સેવટે પોતાનું પ્યારૂં વતન તજી હિંદ સરઝમીન ઉપર વાસો કીધો, તેજ પ્રમાણે તેઓને પગલે ચાલી તેઓએ બચાવેલા ધર્મની બુલંદી અને જય ચોખંડ પૃથ્વી ઉપર થાય એવા ઉપાયો યોજતા રહેવું એ આપણી મોટામાં મોટી ફરજ છે.

સ૦—ખરો ધર્મી પુરૂષ કોણને કહેવો?

જ૦—સઘળી સૃષ્ટીનો બનાવનાર ખોદા છે એમ સમજનાર;[1] અશો જરથોસ્તને પોતાના પેગંબર તરીકે ગણનાર, તથા તેના લાવેલા ધર્મ અને ફરમાનોને માન આપનાર,[2] નેક વિચાર, નેક વચન અને નેક કામોને અખતીઆર કરનાર,[3] અહુરમજદની ભક્તિ કરનાર,[4] યઝદ અને અમશાસ્પંદોની વખાણ કરનાર[5] ખરો ધર્મી પુરૂષ છે.

સ૦—અવસ્તા પ્રમાણે જરથોસ્તી ધર્મને માન નહી આપનાર કેવો છે?

જ૦—"જેઓ જરથોસ્તી ધર્મને માન નહી આપે તેઓ પોતાનાં તનને ખરાબી પોહોંચાડનાર દરવંદો છે, જેઓ ધર્મનાં ફરમાનોને

૧ ઈજશ. હા ૧૬ ફ. ૧; ૨ ઈ. હા ૧૨ ફ. ૧, ૫, ૬, ૭; ૩ ઇજશ્ને હા. ૧૧ ફ. ૧૬, ૧૭; ૪ ઈ. હા ૩૯ ફ. ૪; ૫ ઈજશ્ને હા ૧૬ ફ. ૩, ૪, ૫, ૬.

નહી સાંભળનારા છે તેઓ સઘળા નાપાક છે."[1]

સ૦—ધર્મ વિનાના માણસની હાલત કેવી છે?

જ૦—લગાંમ વગરના ઘોડા, નાથ વગરના ગોધા, અંકુશ વગરના હાથી, સુકાન વગરનાં વહાણ અને સરદાર વગરનાં લશકરના જેવી.



# સખાવત

અવસ્તા—વઇનીત અહુમિ નમાનેસ્ચઓષો અસ્રુશતીમ, આક્ષ્તિશ્ અનાક્ષ્તીમ, રાઘ્તિશ્ અરાઘ્તીમ.

સાર—તાબેદારી નાફરમાનબરદારીને, દોસ્તી દુશમનીને તથા સખાવત બખીલીને આએ ઘરમાંથી હાંકી કહાડે.[2]



સ૦—સખાવત એટલે શું?

જ૦—પડતાંને હાથ આપવો, પાછું મેળવવાની

૧ વંદીદાદ ૧૬ ફ. ૧૮. ૨ ઈજરાને હા ૬૦ ફ. ૫.

ઇચ્છા વગર કપડાં, પૈસા, અથવા અનાજ પાણીની ગરીબોને બક્ષેશ કરવી તથા તેઓને કેળવણી આપવાના ઉપાયો યોજવા.

સ૦—સખાવત કોણ કરી શકે?

જ૦—કોઇબી માણસ પોતાની મકદુર પ્રમાણે નાની કે મોટી સખાવત કરી શકે. જેમકે પૈસાદાર પૈસા વગરનાંને, બળવાન દુર્બળને, જ્ઞાની અજ્ઞાનીને, વૈદ દરદીને, ધર્મિ અધર્મિને પોતાને મળેલી દોલત, કૌવત, જ્ઞાન અને સત્તાને જોરે એક બીજાને સખાવત કરી શકે.

સ૦—પૈસાદાર લોકોએ શું શું સખાવત કરવી?

જ૦—મુફલેસ તથા અશક્તોને ખોરાક, પોશાક તથા પૈસાની મદદ કરવી,[1] ગરીબ માણસોને પરણાવી આપવાં,[2] ધર્મનાં મકાંનો જેવાં કે દરેમેહેર, દોખમાં વગેરે બરપા કરવાં,[3] ધર્મ અને વિદ્યાઓના ફેલાવા માટે નીશાળો અને

1 યથા અહુ વઈર્યો. 2 વંદીદાદ ૫ર. ૪ ફ. ૪૪.
3 વંદીદાદ ૫ર. ૬, ફ. ૪૧.

મદરેસાઓ સ્થાપવી,[1] મુસાફરો માટે ધર્મશાળા તથા દરદીઓ માટે દવાખાનાં બનાવવાં, જ્યાં જ્યાં પાણીની તંગી હોય ત્યાં કુવા, તળાવ, વાવો બણાવવી,[2] તથા ઉદ્યોગી માણસોને ધંધે ચાકરીએ લગાડવા.

સ૦—બળવાન માણસ કેવી રીતે સખી થાય?

જ૦—જે માણસને ખોદાતાલાએ મજબુત બાંધાનો અને બળવાન બનાવ્યો હોય તેણે પોતાના બીજા ભાઇબંધો કે જેઓ નબળા અને નાતવાન હોય તેઓને લુચ્ચા, ઠગારા, ચોર જુલ્મી લોકોથી બચાવવા.[3]

સ૦—જ્ઞાની પુરૂષો કેવી રીતે સખાવત કરી શકે?

જ૦—શીખેલા અને અક્કલમંદ લોકોની ફરજ છે કે નહી શીખેલા તથા અજાણ માણસોને જ્ઞાન આપી તેઓને હુશીઆર કરવા.[4]

---

૧ વંદીદાદ પર. ૪ ફ. ૪૪. ૨ વંદીદાદ પર. ૪ ફ. ૪૪. ૩ ઈજરશને હા ૧૨ ફ. ૨. ૪ વંદીદાદ પર. ૪ ફ. ૪૬.

સ૦—વૈદ કેવી રીતે સખાવત કરે?

જ૦—દરદી અથવા આજારી માણુસને પોતાનાં વૈદક જ્ઞાન તથા ઓસડથી તેઓના દરદો તાળવાના મુફત ઉપાયો કરે.

સ૦—ધર્મિ પુરૂષની સખાવત શું?

જ૦—અધર્મિ અને નાસ્તીક લોકોને ધર્મનું ખરૂં જ્ઞાન આપી ખોદા અને પેગામ્બરને ઓળખતાં કરવાં.[1]

સ૦—સખાવત કરવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન શું છે?

જ૦—ઇજશનેના ૩૫ મા હામાં આવે છે કે "રાસ્તીની સરદારીમાં તથા રાસ્તીના અમલમાં (રહીને) હૈયાતી ભોગવનારામાંનો કોઇબી શખ્સ બેઉ દુન્યામાં સૌથી ઉત્તમ જીંદગી ગુજારવા ચાહતો (હોય તો) (તેણે) સખી થવું."[2]

---

1 ઈજશને હા ૩૫, ફ. ૬.

૨ મરહુમ એરવદ કા. એ. કાંગાએ કીધેલો તરજુમે ।.

સ૦—એ ઉપરથી તમે શું સમજ્યા ?

જ૦—સખાવત કરનાર માણુસ ઉત્તમ પંકતીની જીંદગી ગુજારનાર છે. "સખી પોતાની દોલતનો રૂડો ઉપયોગ કરી તેનું ફળ ખાય છે ત્યારે બખીલ પોતાના માલ અને જરનો ગમ ખાય છે."[1]

સ૦—સખાવત કરનારે સૌથી પેહલાં શું વાત ધ્યાનમાં રાખવી?

જ૦—તેણે જોવું જોઇએ કે તેનો પૈસો ઘટતે ઠેકાણે તથા લાયક રીતે અપાયલો છે કે નહી? હરામખોરીને ઉત્તેજન મલે એવી રીતની સખાવત કદી કરવી નહી.[2] નાલાયક માણુસોને સખાવત કરનાર જરથોસ્તી ધર્મના ફરમાનોને ઉંધાં વાળે છે.[3]

સ૦—દોલતવાન લોકો કે જેઓ સખાવત

---

૧ શેખશાદી. ૨ ઇજશને હા ૩૧ ફ. ૧૫.

૩ યજશને હા ૩૨, ફ. ૧૦.

કરતા નથી પણ પૈસો પેટીમાં રહેવા દે છે તેઓની દોલત કેવી ગણાય ?

૪૦—લોબાંન, અગર અને અંબર જ્યાં લગી દાબડામાં પડી રહે ત્યાં લગી તે મતોડાં સમાન છે—આતશ ઉપર મુકવા પછી તેની ખુશબો ચોતરફ પંથરાય છે. તેમજ તીજોરીમાં નાંખી મુકેલું દ્રવ્ય મટોડાં જેવું છે.[1]



1 સરખાવો ગુલેસ્તાન બાબ ૧ લો હેકાયત ૧૯.



# નવજોત ક્રિયાની ટુંક સમજણ.



(ક્રિયા પુરી થયા પછી બાળકને સમજાવવા માટે.)

બાઇ......, આજ રોજે અત્રે ભેગાં મલેલાં બાનુઓ અને ગ્રહસ્થોના અંજુમન સનમુખ તેમોને જરથોશતી દીનમાં દાખલ કરવા માટે જે ક્રિયા કરવામાં આવી છે તે ક્રિયાને લગતી થોડીક સમજણ તમો આગળ હું બોલી જાઉં છું તે ધ્યાન દઇને સાંભળજો અને તે શિખામણ પ્રમાણે હવેથી તમો અમલ કરતા રહેજો.

તમારી ઉપર કરવામાં આવેલી ક્રિયાનું નામ નવજોત છે અને એનો અર્થ નવો જોતી

અથવા જરથોશ્તી દીનમાં દાખલ થનાર અને એ દીનનાં ક્રિયા કામોમાં નવો ભાગ લેનાર કરી થાય છે, એટલે આજથી તમો જરથોશ્તી થયા છો અને હુવેથી એ દીનનાં ફરમાનો અને હુકમો પ્રમાણે ચાલવાની તમારી ફરજ છે.

આજ રોજે આએ મીજલસની હજુર અવસ્તાના કલામો ભણીને તમોએ કબુલાત આપી છે તે એ છે કે "હું મજદયસ્ની (એટલે એકલા એકજ ખોદાની બંદગી કરનાર) છું. અશો જરથોશ્તને મારા પેગમ્બર તરીકે કબુલ કરૂં છું. દેવનાં કામોનો ધીક્કાર કરૂં છું અને ખોદાની ખુશીનાં કામો કરવાની કબુલાત આપું છું. સાચ્ચાં વિચાર, સાચ્ચાં વચન અને સાચ્ચાં કામો ઉપર હું ઉસતવાર રહીને જુઠાં વિચાર, જુઠાં વચન અને જુઠાં કામોને હમેશાં ધીક્કારતો રહીશ. આજ રોજે જે દીનમાં હું દાખલ થયો છું તે દીન બીજી બધી દીનો કરતા શ્રેષ્ટ છે. એ દીન ઝુઝીઆ ફંકાસથી દુર રહેતાં અને દાદાર અહુર-

મજ્દ સાથે સંબંધ રાખતાં શિખવે છે. એ દીનની વખાણુ હમેશ હું કરતો રહીશ અને બીજાઓને તે પ્રમાણે કરતાં શિખવીશ. એ દીન, દાદાર અહુરમજ્દે અશો જરથોશ્ત પાસે મોકુલાવેલી છે અને એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની સદા હું કોશેશ કરતો રહીશ." ઉપર મુજબ જે કબુલાતો તમે આપી છે તે પ્રમાણે હમેશાં ચાલજો.

આજની ક્રિયામાં તમોને જે સુદરેહ કુસ્તીનો સરોપાવ આપવામાં આવેલો છે તે સુદરેહ અને કુસ્તીબી આજથી તમારી જીંદગીના છેડા સુધી તમારાં શરીરપર રાખવાની તમારી ફરજ છે. એ સુદરેહનો અર્થ ફાયદા ભરેલો રસ્તો કરી થાય છે. તે ઉપરથી તમો જયારે એ સુદરેહને તમારાં શરીર ઉપર પેહરેલો જુઓ ત્યારે તમારે વિચાર કરવો કે મારી ફરજ હમેશાં સાચ્ચે રસ્તે ચાલવાની છે. કુસ્તી એ જરથોશ્તી દીન ઉપર મકમ રેહવાની એક નિશાની છે. એને કમ્મરે વીતાળવાની મતલબ એ

છે કે કમ્મર શરીરનો મધ્ય ભાગ છે તેથી કુસ્તી બાંધી તમો એવું બતાવો છો કે તમો તમારા પોતાના દરેક કામમાં મધ્યમ રહેશો; તથા નેક કામો કરવા અને બદીની સામે લડવા સદા કમ્મર કશતા રહેશો. કુસ્તીના ત્રણ આંતા તે જરથોસ્તી ધર્મનાં મુખ્ય ત્રણ ફરમાનો હુમત, હુખ્ત અને હવરસ્ત પ્રમાણે ચાલવાની તમોને યાદ આપશે. માટે જ્યારેબી એ ત્રણ આંતા ઉપર તમારી નજર પડે ત્યારે સાચ્ચા વિચાર, સાચ્ચ વચન અને સાચ્ચા કામો કરવાની યાદ તમો તાજી કરતા રેહજો. કારણ કે હુમત, હુખ્ત અને હવ-રશ્ત પ્રમાણે ચાલનારને ખોદા બેઉ જેહાનમાં સુખી કરે છે.

આજે તમો જે બુલંદ જરથોસ્તી ધર્મમાં દાખલ થયા છો તે ધર્મમાં ઘણીએક નીતિઓ શિખવેલી છે. એમાં મુખ્ય કરી સાચ્ચું બોલવા, નમનતાઇ કરવા, પોતાના જાતભાઇઓને મદદ કરવા, માબાપ અને ઉસ્તાદને માન આપવા અને

બુજોર્ગો તરફ ચાહ રાખવાનાં ફરમાનો આવેલાં છે. માટે એ સઘળાં ફરમાનો પ્રમાણે ચાલવાની તમો સદા કોશેશ કરજો જેથી તમો, બીજાં લોકોમાં માન મેળવવા સાથે તમારી અને તમારાં કુટુંબની આબરૂમાં વધારો કરશો. સેવટે તમારી ઉપર નાળિયરની કાતરી છાંટીને જે દુઆ કરવામાં આવી છે તે દુઆ તમોને આમીન થજો. "અથ જમ્યાત યથ આફ્રિનામી."





# ખોદાને અરજ



એ આલમ ખાવંદ પરવરદેગાર;
એ પુર શક્તિવાન અને પુરતું દેનાર;

એ રક્ષક માણસો ને કુલ જાનદાર;
દયાળુ, માયાળુ ને અન્ન દાતાર;

હાથો બેઉ જોડી નમાવીએચ સર;
આ બંદગી અમારી કબુલ તુંજ કર.

ભુલ ચુક ગુનાહ માફ કર તું, કરીમ,
અહંકાર અભિમાન દુર કર રહીમ.

ભાઇબંધ અમો આએ વિદ્યાર્થી,
શિખવ કામ સર્વને પરમાર્થી.

વિચારો, વચનો અને કામો નેક,
ભલાં મન સાથે પવિત્રાઇ છેક.

નિષ્ટા, નઝર ને દયાનત સૌ પાક,
પરોપકાર સાથે સખાવત આપ.

ખંત ઉદ્યોગ, મહેનત ને બાજુબળ,
આપ અમને મેળવવા રોટી ને જળ.

જરથોશ્તી હોરમજદી દીનનું ઇમાન,
જાળવ્યે અમે તે જર જીવ સમાન.

માબાપ ને ઉસ્તાદ તરફ તાબેદાર,
હુકમો તેઓના બજા લાવનાર.

તાબેદારી ને ઇમાનદારીથી,
કરીને વતન રાજ વફાદારીથી.

મળે જેથી આબરૂ, ઇજત, જશ, માન,
દુઆ એ અમારી કર તું તમામ.

## દોહરા.

દયાળુ અહુરમઝદ તું, જેહાનના કિરતાર,
સર્વવ્યાપક ને વળી, રચના રે રચનાર.

સર નમાવીને રે ખુદા, જોડીને બેઉ હાથ,
કરગરી અમે માંગીએ, તુજ મદદ જગન્નાથ.

બક્ષ અમને બુદ્ધી ને, એલમનો ભંડાર,
જેથી હાંસલ ફાયદા, કરીએ અમે અપાર.

હુમત હુખ્ત, હુવરૂશ્ત જે જરથોસ્તી ફરમાન.
સમાએલાં છે તેમાં, ખરી ઇઝત ને માન.

ફરમાન ગુરૂ માબાપનું, બજાવીએ ધરી ટેક,
મતિ એવી તું આપજે; અએ અહુર નેક.





# મોનાજાત.[1]



૧. નમીયેછ ઓ મજ્દ અહુર ! તને,
નમીયેછ અમેશાસ્પંદો અને.

૨. નમીયેછ યજદો વખાણો કરી,
નમીયેછ જરથોશ્ત યકીન ધરી.

---

૧ જશન કમીટી તરફથી શીરહોસીની યાદમાં થતાં જશન વેળા આ મોનાજાત હંમેશાં ગવાય છે. એ મોનાજાત જરથોશ્તી બાળકોને ઈરાંનની તવારીખનું ટુંકું જ્ઞાન મલે એવી હોવાથી આ ચોપડીમાં ઉતારી લેવામાં આવી છે.

૩. ભલાં વૃદ્ધિ કરનાર શૂરાં સઉ,
અશોના ફરોહર વખાણયે બહુ.

૪. ઇરાન્ સર-ઝમીન્, આપણું વાહાલું વતન,
વખાણયેછ તેને, હમા અન્જુમન.

૫. શૂરા શહેનશાહો, જંગી પહેલવાન,
કર્યે યાદ દીલથી, તેઓના રવાન.

૬. પેશદાદી ખોરેહમંદ, કયાની બુલંદ,
હખામની રઓમંદ, અશ્કાન જોરેમંદ.

૭. સાસાની હતો જેનો દોર ને દમામ,
એ જેવી મહાન શહેનશાહતો તમામ.

૮. જમશીદ, ફરીદુન, કયખુશરો, ગુશ્તાસ્પ,
મહાવિર કુરૂશ,[1] દારાયસ વિશ્તાસ્પ.

૯. કમ્બોજીય[2] શહેનશાહ, મહાન મહેરદાદ,[3]
વખાણુ સાથ કરે જેમની કુલ જહાન યાદ.

---

૧. Cyrus the Great. ૨. Cambyses.
૩. પોન્ટસનો શાહનશાહ Mithridates the Great.

૧૦. વળી અર્ષક, ઓરોડીસ ને સુરીન,
પ્રતાપી મહેરદાદ,[1] ને વલખશ વેહદીન.

૧૧. અર્દશીર ને શાહપુર, હોરમઝદ, યઝદગર્દ,
પીરૂઝ, બેહરામ, કોબાદ શેરમર્દ.

૧૨. નોશેરવાન ખોશરો, પરવીઝ નામદાર,
શૂરા શહેનશાહો, મહાન તાજદાર.

૧૩. નરીમાન, કેરશાસ્પ, સામ અને ઝાલ,
જહાંગ્યેય રૂસ્તમ, સોહરાબ બેમીસાલ;

૧૪. બુઝોર્ગ ગોદર્ઝ, તુસ, બીઝન ને ગીવ,
ફ્રામઝ, બરઝોએ સીસ્તાન ખદીવ.

૧૫. રોબાબે, તેહમીના ને બાનુ ગુષસ્પ,
ને જંગજુઇ ગોર્દ આફ્રીદ દિલચસ્પ.

૧૬. ગેરામીએ શેરમર્દ, કારન, ઝરીર,
અસ્પંદીઆરે પાક અને બસ્તવર દલીર.

---

૧, પારથ્યાનો શાહનશાહ Mithridates the Great.

૧૭. કીધાં શાહ્-નામાંએ એમને અમર,
વખાણ્યે ફિરદોસી તુસી નામવર.

૧૮. કર્યાં આપણા ન્યાગાનોને યાદગાર,
રચી સુંદર બૈતો હઝારો હઝાર.

૧૯. દોઆ આ ગુજારેંછ દિલોજાનથી,
અશોઇ ભલી પાક ઇમાનથી.

૨૦. જરથોસ્તના સર્વે ફરમાન નેક,
બજાવે નરો સાથે નારો દરેક.

૨૧. સજે નિત્ય રાસ્તી તણી કેરદાર,
ખુશી થાય જે જોઇ પરવરદેગાર.

૨૨. સૌથી સરસ થઇ અશોઇ ધણી,
ખુદાને પોહોંચે સુર્ખરૂ બની.

૨૩. જુવે ખુદ નઝરથી ખુદાને સદા,
સદા દોસ્ત થઇ રહે અહુર પર ફિદા.

૨૪. રહે જે થકી નિત્ય આબાદ જહાન,
દોઆ આય આમીન કર, મેહેરબાન.



# મોનાજાત



(દસ્તુર શેહમર્દ માલેકશાહની જોડેલી
દરરોજ પઢવાની)

૧ એલાહી દેલમ્રૂા સફાઇ બીદેહ,
મને બીનવારા નવાઇ બીદેહ.

૨ બપેગુલે[1] ઝલ્મત[2] ઓફતાદેહ્અમ્,
ઝે શએતાંબસદ્ શબ્હત્ ઓફતાદેહ્અમ.

૩ ઝે શએતાં દેલમરા રેહાઇ બીદેહ,
બ રાહે બોહમ રેહનુમાઇ બીદેહ.

૪ દરૂજરા ઝે રગ્હાએ મન્ દુર કુન,
દેલો દીદેહ અમરા પુરઝ નુર કુન.

૫ મકુન્ દીવરા બર તનમ કામગાર,
મરા દસ્તગીરી કુન્ અએ કેરદેગાર.

૬ દેલમરા મબર જાને હુરૂસા આઝ,
બ લુતફો કરમ કારહાએમ્ બસાઝ.

---

૧. ખુણું. ૨. અંધારૂં.

૭ તો જાને મરા મેહરમે રાઝ કુન્
હરે કેજ બર રૂએ મન બાઝ કુન્

૮ એલાહી તો હાંની કે બીચારે અમ્
બહાંમે હરૂજે સેતમગારે અમ્

૯ જે હામે હદો દેવ્ બીરૂનમ્ આર્
કે પર્વરદેગારી ઓ આમોજગાર્

૧૦ એલાહી તો આગાહી અઝ કારે મન્
હમે હાંની એહેવાલો એસ્રારે મન્

૧૧ કે દર્ રાહે દીનત્ કમર્ બસ્તેઅમ
ઉમીદઝ હમે ખલ્ક બોગ્ઝસ્તે અમ્

૧૨ બતો હારમ્ ઉમ્મીદ્ અએ દાદ્ગર્
કે ઉમ્મીદ મારા રસાંની બસર્

(ઉપલી મોનાજાતનો સાર.)

૧. અએ દાદાર અહુરમજદ! મારૂં દીલ (અંત કરણ) સફાઈવાળું કર; તથા હું કે જે ગરીબ ફકીર છું તેની ગરીબી તથા લાચારીને દુર કર.

. ઓ ખોદા! હું આ દુન્યાનાં અંધારાં ખુણાંમાં, શેતાનની સેંકડો રીતની ખરાબીમાં સંકટમાં પડેલો છું.

. શેતાનની એ ખરાબીમાંથી તું મારાં દીલને ખલાશી આપ, અને મારા પોતાના રસ્તામાં તું મારો રેહનુમા થા.

૪. દરૂજની બુરાઈઓને મારી રગેરગમાંથી તું દુર કર તથા મારાં દીલ અને દીદારને નુરભરેલાં કર.

૫. મારાં શરીર ઉપર દેવને કામગાર (મુરાદ પામેલો) ના કર. (એટલે દેવની બુરી ખસલતો પ્રમાણે હું નહી ચાલું તેવું તું કર) અને ઓ દાદાર તું મારી દસ્તગીરી કર.

૬. મારા દેલને લોભ લાલચથી તું પાછું રાખ, અને તારી બક્ષેશ તથા મેહરબાનીથી મારાં કામને તુ સુધાર.

૭. તું મારા જીવને તારા ભેદનો જાણનાર કર; તથા તારી બક્ષેશનો દરવાજો મારાં મોહડાં ઉપર ખુલ્લો કર.

૮. ઓ ખોદા તું જાણે છે કે હું એક લાચાર છું તથા સેતમગાર દરૂજના ફાંદામાં પડેલો છું.

૯. તે દેવના ફાંદામાંથી તું મને બહાર લાવ; કેમકે તુંજ મારો પાલનાર અને ગુનાહ માફ કરનાર છે.

૧૦. અએ સાહેબ તું મારાં સઘળાં કામોનો જાણનાર છે, તથા મારા ભેદ અને અહેવાલથી તું વાકેફ છે.

૧૧. તારી દીનની રીત પ્રમાણે ચાલવાને મેં કમ્મર બાંધી છે, માટે તમામ ખલકથી મેં ઉમેદ છોડી છે.

૧૨. તેથી હું તારીથીજ ઉમેદ રાખું છું માટે મારી સઘળી ઉમેદો તું સાહેબ બર લાવ.



# મોનાજાત



(દાદાર હોરમજદ પાસે પોતાની હાજતો બર લાવવાના બાબમાં).

૧ ખોદાવંદા ઉમ્મીદમ રા રવા કુન,
મરા બર દીને જરથોશત આશાના કુન.
૨ ખોદાવંદા ગરીબો બીકસાનમ,
બેકુન રેહમત અબરૂ રૂહો રવાંનમ.
૩ ખોદાવંદા કે હુસ્તમ બસ ગુનેહગાર,
મરા અઝ દસ્તે અહેરેમન નગેહદાર.
૪ ખોદાયા બીનવાએમ રોઝીહા બક્ષ,
ઝ હેકમતહાએ ખુદ તન રા સફા બક્ષ.
૫ ખોદાયા કેરદેગારા પાક દીના,
હમીશેહ રૂહો જાનમ રા નગીના.
૬ મનમ મીસ્કીન તોઇ પરવરદેગારા,
નેકો દીનરા તો કરદી આશકારા.

૭ બ હર્ લેહ્ઝેહ્ તુરા ખાનમ્ હમીશેહ્,
મરા હરજા બેહારી રાસ્ત પેશે.

૮ દર્ ઇન્ દુન્યા શુદમ્ બીચારો મેહરૂમ્,
ઝે ફઝલે ખુદ્ બેકુન્ હર્ લેહજેહ્ ખુર્રમ.

૯ બ દર્ગાહત્ બેનાલમ્ મન્ શબો રોઝ,
મોરાદ મન્ રસા અયે પાક ફીરોઝ.

૧૦ ઝે વારૂનીએ દીવાં દૂર દારી,
ઝે મન્ એહરેમનાં રંજુર દારી.

૧૧ કે અઝ્ બાદ સમુમો વઝ્ બેજાની,
ન રેજાની ઝે મન્ બરગે જવાની.

૧૨ કુની મામુર અઝ્ બાદ અશોઇ,
કે ઝાં ખુર્રમ્ શવમ્ બસ્ સુર્ખરૂઇ.

૧૩ ઝે નઝ્દમ્ દૂર્ સાઝી હાસેદાંરા,
રસાની પીશે પાકાં અએ ખુદાયા.

૧૪ દર્ ઇન્ ગેતી મરા મશહુર સાઝી,
બ ઝીન્નત્ બર્ રવાનમ્ કુન્ નવાઝી.

૧૫ બ દરૂગાહત કુનમ અએ હક મોનાજાત,
દબ્રુલશ કુન બરૂ આરૂ દન જાએ હાજાત.

(ઉપલી મોનાજાતનો અર્થ.)

૧. ઓ ખોદા! મારી ઉમેદ પુરી પાડ તથા મને જરથોશ્તી દીનનો દોસ્ત કર.

૨. ઓ ખોદા! હું ગરીબ અને મિત્ર વગરનો છું તેથી તું દોસ્ત થઇ મારાં રવાન અને જાન ઉપર રેહેમ કર.

૩. ઓ ખોદા! હું તારો બંદો બસ ગુનેહગાર છું, મને હેરેમનના હાથથી નેગાહ રાખ.

૪. ઓ ખોદા! હું રોજી વગરનો છું તેને રોજી આપ, તથા તારી કુદરતથી તું મારાં તનને તંનદરોસ્તી આપ.

૫. અએ કેરદેગાર ખોદા! અએ પાક દીનના ધણી! હમેશ મારા જાન અને રૂહને નેગાહ રાખ.

૬. હું મીસ્કીન છું અને તું પરવરેશનો કરનાર છે, તેં નેક દીનને આશકારા કીધી છે.

૭. દરેક દમે અને હમીશે તુંને યાદ કરૂં છું, હર જગોએ મને તું હીમ્મતવાલો બનાવ.

૮. આ દુન્યામાં હું લાચાર અને ગમગીન છું, તારી કરમ બક્ષેશથી હરપડી મને ખુશી ભરેલો કર.
૯. તારી દરગાહમાં રાત દહાડો પોકાર મારૂં છું. અએ પાક ફતેહમંદ સાહેબ મારી મુરાદ પાર પાડ.
૧૦. દેવ લોકોની ઉંધી ચાલથી તું મને દુર રાખ, અને હેરેમનને મારાથી રંજુર (દુખી) રાખ.
૧૧. ગરમીના પવન અને પાનખર રતુથી મારી જવાનીના પાંદડાંને તું દુર ના કર.
૧૨. અશોઇના શરાબથી તું મને ભરપુર કર, કે તેથી હું ખુશાલ અને (લાલ ચેહરાનો) સુરખરો બસ થાઉં,
૧૩. મારી નજદીકથી અદેખાઓને તું દુર કર, અને પાક પવિત્ર લોકોની નજદીક મને એ ખોદા પોંહચાડ.
૧૪. આ ગેતીની દુન્યામાં તું મને પ્રખ્યાત કર તથા બેહેસ્તમાં મારાં રવાનને ખુશી ભરેલું કર.
૧૫. અએ હકતાલા તારી દરગાહમાં હું મોનાજાત કરૂં છું તે કબુલ કરી આએ જગોએ મારી હાજત બર લાવ.



# "છૈએ હમે જરથોશ્તી!"



(Good-bye! My Blue Bell!—એ રાહ)

છૈએ હમે જરથોશ્તી રે માઝદયસ્નની નેક!
કુલ જેહાંન સાથે દોસ્તી રાખ્યે નિભાવ્યે ટેક;
મુકીજ ભર આ ટોળો, સઉ એલ્મનો સણગાર
રે બોલબાલા બોલો! તેની સૈ નર ને નાર!

(કોરસ.)

ઓ તોખમ ક્યાની! ઓ જગ મશહુર!
ઓ સૈ સદગુણમાં સાચ્ચી ને ભરપુર!
કાયમ રહી જાળવજે, શુભ તું જ જોમ!
આબાદી સાથે તું! ઓ પારસી કોમ!

(૨)

બોહોળી સખાવત હાથે, દેઈ જગત જાહેર,
બહુ ચંચળાઇ સાથે સૈ વાતમાં માહેર.

ગુજરી જફાઓ ભારી, તોપણ ન છોડયો ધર્મ,
તેથી મળી રબ-યારી, એજ ખરો છે ભર્મ.

(૩)

સુખદાઇ આ કેળવણી, જેનો દીપાવે બહાર,
ગુણ નેકની મેળવણી, રાખે સુખી સંસાર;
પોશાકની ખુબી કંઇ, છે અઉર જેહાં-મશહુર,
તે કોમની બાનુ થઇ, છૈએ હમે મગરૂર!

(૪)

જેની વફાદારી પર, પડયા નથી કુંઇ ડાઘ,
આ રાજની યારી પર, લડશે મિસાલે વાઘ;
નિમકહલાલી જામી, તે પર બની દીલસોજ,
આ ફેજ આજે પામી, ખુશ થા તું, ઓ.

"ફીરોઝ!"

સમાપ્ત.

